# હસ્ત - પરીક્ષા.

કર્તા :

કેશવલાલ ગંગાશંકર જોશી, બી. એ.



પ્રકાશક :

માણેકલાલ ચુનીલાલ શાહ.

જંબુસર.



# અ ર્પ ણ.



સદ્ગત્ પૂજ્ય પિતાશ્રીના

ચરણારવિન્દમાં



# પ્રસ્તાવના.



પૂરાતન કાળથી માનવ હૃદયમાં ભાવિના પટમાં છૂપાયેલી ઘટનાઓનું જ્ઞાન મેળવવાની તૃષ્ણા જોવામાં આવે છે. આવી તૃષ્ણાથી પ્રેરાઇ તેમણે આવી ઘટનાઓનું સમ્યગ્ જ્ઞાન મેળવવા સતત પ્રયત્નો આદર્યા છે, અને તે પ્રયત્નોના પરિણામે જ્યોતિષ શાસ્ત્ર, શકૂનશાસ્ત્ર, રમલશાસ્ત્ર, સ્વરશાસ્ત્ર વિગેરે ભવિષ્યનું જ્ઞાન મેળવવાનો દાવો કરનારાં શાસ્ત્રો અસ્તિત્વમાં આવ્યાં છે. હસ્તરેષા શાસ્ત્ર પણ આ શાસ્ત્રોમાંનું એક છે અને તેનો ઉદ્ભવ પણ ઘણા પ્રાચીનકાળમાં થયેલો છે.

હથેળીમાં દેખાતા ચિહ્નોથી સૂચીત થતી ભાવિ આપત્તિ કે મહત્તાનો ઉલ્લેખ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં મળી આવે છે, અને તે ઉપરથી પ્રાચીનકાળમાં આ દેશમાં આ શાસ્ત્રનો સારો વિકાસ હતો એવું અનુમાન અકારણ લાગતું નથી. આધુનિક કાળમાં પણ મદ્રાસ તરફના જ્યોતિષીઓ હસ્તરેષાશાસ્ત્રનું ઘણું સંગીન જ્ઞાન ધરાવતા જોવામાં આવે છે. એ ખરૂં છે કે જ્યોતિષશાસ્ત્રના જેટલા ગ્રંથો સંસ્કૃત સાહિત્યમાં ઉપલબ્ધ થાય છે તેટલા ગ્રંથો આ શાસ્ત્ર ઉપર લખેલા મળી આવતા નથી. જ્ઞાનને એકહથ્થુ કરવાની વૃત્તિવાળા મનુષ્યોએ આ શાસ્ત્રના પ્રવાહને અટકાવી રાખ્યો હોય તે બનવા જોગ છે. આધુનિક કાળમાં પણ એવા મનુષ્યો મળી આવે છે કે જે પોતાનું વર્ચસ્વ ઘટી જશે તેવા ભયથી પોતે સિદ્ધ કરેલી વિદ્યા અન્યને સોંપતાં ઘણા ખંચાય છે અને પરિણામે તેમના મૃત્યુ સાથે આવી સિદ્ધ વિદ્યાઓ પણ કાળના પટમાં વિલીન થાય છે. હસ્તરેષાશાસ્ત્ર કરતાં જ્યોતિષશાસ્ત્રના ગ્રંથો સંસ્કૃત સાહિત્યમાં

વધારે જોવામાં આવે છે. એ ઉપરથી જણાય છે કે પ્રાચીન કાળમાં આર્યાવર્તના આર્યોએ આ બે શાસ્ત્રો પૈકી જ્યોતિષ શાસ્ત્રનું ખેડાણ વધારે કર્યું હોવું જોઇએ. ભારત સંસ્કૃતિનો અસ્ત થતાં જેવી રીતે કળા, વૈભવ અને અન્ય વિદ્યાઓ પૂર્વમાંથી પશ્ચિમમાં વિદાય થઇ તેવી રીતે આ વિદ્યા પણ આ ભૂમિ છોડી પશ્ચિમ તરફના દેશોમાં જવા લાગી. આ વિદ્યાનો પ્રચાર પ્રાચીન ઇરાન, ઇજીપ્ત, ચીન અને ગ્રીસ દેશમાં પણ હતો. ગ્રીસ દેશમાં આ વિદ્યાને નિશ્ચિત રૂપ આપવામાં આવ્યું હતું. યુરોપના મધ્યયુગમાં આ વિદ્યા ઉપર અનેક પ્રકારના વ્હેમનો કાટ ચઢયો હતો અને તેના પરિણામે આ શાસ્ત્ર અનેક પ્રકારના તિરસ્કારને પાત્ર બન્યું હતું. ગઇ સદીમાં પશ્ચિમના દેશોમાં આ શાસ્ત્રનો જબરો વિકાસ થયો છે અને તે દેશોના વિદ્વાનોના ગ્રંથોના દોહનથી આ લઘુ પુસ્તક રચવામાં આવ્યું છે. આ શાસ્ત્રનો પ્રાચીનકાળમાં આ દેશમાં ઘણો સારો વિકાસ થયો હતો તે સત્ય મહાન હસ્તપરીક્ષક શીરોના કથનના નીચલા અવતરણથી ઘણું સ્પષ્ટ થશે.

"It may be interesting to describe here in as few words as possible an extremely ancient and curious book on the markings of hands, that I was allowed to use during my sojourn in India. This book was one of the greatest treasures of the few Brahmans who possessed and understood it and was jealously guarded in one of those old cave temples that belong to the ruins of ancient Hindustan.

" This strange book was made of human skin

pieced and put together in the most ingenious manner. It was of enormous size and contained hundreds of welldrawn illustations with records of how, when, and where this or that mark was proved correct."

સંસ્કૃત સાહિત્યમાં આ શાસ્રનાં જે અલ્પ ગ્રંથો ઉપલબ્ધ થાય છે તેમાં દેહનાં સામાન્ય લક્ષણોનો સમાવેશ કરવામાં આવેલો હોય છે. હથેળીની રેષાઓ અને ચિહ્નોની વિવિધતાનો પદ્ધતિસર ઉલ્લેખ તેમાં કરેલો નથી. આ શાસ્રનાં અપ્રકટ પુસ્તકો કદાચ હશે પણ જ્યાં સુધી તેમને પ્રકટ કરી જ્ઞાનનો પ્રવાહ જનતામાં છૂટો મૂકવામાં આવે નહિ ત્યાં સુધી આવા પુસ્તકોની સાર્થકતા મનાય નહિ.

જેવી રીતે લાંબા કાળના અનુભવથી અમુક પ્રકારની આંખ અમુક વૃત્તિઓ સૂચવે, અમુક પ્રકારનું નાક અમુક વૃત્તિ સૂચવે ઇત્યાદિ પ્રકારે મુખના અવયવો ઉપરથી મનોવૃત્તિઓનું જ્ઞાન પ્રાપ્ત કરવાની વિદ્યા અસ્તિત્વમાં આવી છે; તેવીજ રીતે આ શાસ્ત્રે પણ લાંબાકાળના અનુભવોના સંગ્રહ ઉપરથી નિશ્ચિત સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. સામાન્ય અવલોકનકારને પણ જણાય છે કે કોઇ બે માણસની રેષાઓ સરખી હોતી નથી. જો આ રેષા-ઓનો કેવળ સ્થૂલ દેહ સાથે જ સંબંધ હોય તો જેવી રીતે હાથના પહોંચામાં અસ્થિની તેમજ નખોની સંખ્યા દરેક મનુ-ષ્યમાં સરખી અને સરખા પ્રકારની હોય છે તે પ્રમાણે દરેક હસ્તની રેષાઓ સરખી અને સરખા પ્રકારની હોય પણ રેષા-ઓની સંખ્યા દરેક હસ્તમાં સરખી હોતી નથી તેમજ તેના પ્રકાર પણ સરખા હોતા નથી એટલે આ રેષાઓનો સંબંધ કેવળ સ્થૂલ દેહ સાથે ન હોતાં કોઇ બીજા તત્ત્વ સાથે રહેલો

હોય છે. જ્ઞાનતંતુઓ દ્વારા સ્થૂલ મગજ સાથે ગાઢ સંબંધ હોવાથી સ્થુલ મગજમાં જે પરિવર્તનો થાય છે તેની અસરો હસ્તમાં જ્ઞાનતંતુઓ દ્વારા આવિર્ભાવ પામે છે. આ સિદ્ધાંત અનુસાર હથેળીના દરેક વિભાગ (ગ્રહોનાં સ્થાન, રેખાઓ વિગેરે) મગજના નિકટ સંબંધમાં છે અને તેથી મનુષ્ય જેવા પ્રકારની મનોવૃત્તિઓને પોતાના મનમાં સ્થાન આપે તેને અનુસરતા સૂચક ફેરફારો હાથની રેષા વિગેરેમાં થાય છે. પક્ષાઘાત કે તેવા કોઇ દરદથી હાથ સાથેનો જ્ઞાન તંતુઓનો સંબંધ નષ્ટ થાય છે ત્યારે હસ્ત ઉપરનાં રેષા ઇત્યાદિ ચિહ્નો પણ નષ્ટ થાય છે. આવો એક કેસ Compte C. de. Saint Germainના ' The study of Palmistry for professional purposes ' નામના પુસ્તમાં ટાંકેલો છે. હાથનાં રેષા વિગેરે ચિહ્નો સ્થૂલ મગજ (Physical brain) સાથેના જ્ઞાનતંતુઓ દ્વારા સંબંધનું પરિણામ છે તે સ્પષ્ટ અને સયુક્તિક લાગે છે. જેવી રીતે દરેક મનુષ્યની મનોવૃત્તિઓ અને માનસિક શક્તિઓમાં વિવિધતા છે તે પ્રમાણે દરેક હસ્તનાં રેષા વિગેરે ચિહ્નોમાં પણ વિવિધતા છે. આ ઉપરાંત બીજું પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે મનુષ્યના સ્થુલ મગજ ઉપરાંત તેનામાં સૂક્ષ્મ મન પણ કર્મ કરી રહેલું હોય છે. આ સૂક્ષ્મ મનની શક્તિઓ અત્યંત વિશાલ હોય છે અને તેના પટ ઉપર ભૂત, વર્તમાન અને ભવિષ્યના વિકાસની છાયા પણ સ્પષ્ટ હોય છે. હીપ્નોટીઝમ અને મેસ્મેરીઝમના પ્રયોગથી જ્યારે મનુષ્ય નિદ્રામાં પડે છે અને તેનું સૂક્ષ્મ મન જાગ્રત થાય છે ત્યારે તેવો મનુષ્ય ભૂત અને ભવિષ્યકાળનું સ્પષ્ટ જ્ઞાન દર્શાવી શકે છે. આ સૂક્ષ્મ મનનાં આંદોલનો જ્ઞાનતંતુઓ દ્વારા કોઇ અગમ્ય રીતે હસ્તમાં આલેખિત બને છે, અને તે પ્રમાણે ભવિષ્યના પ્રસંગોની છાયા હસ્તમાં સ્પષ્ટ બનાવોના

સૂચક રૂપે જોવામાં આવે છે. જેના જ્ઞાનતંતુઓ ઘણા તીવ્ર હોય છે તેના હસ્તમાં જીવનની વધારે વીગતો જોવામાં આવે છે તે પણ ઉપર દર્શાવેલા સિદ્ધાંતનું સમર્થન કરે છે.

આ શાસ્ત્રના વિરોધમાં એવી દલીલ આગળ કરવામાં આવે છે કે રેષાઓ વિગેરે સ્થૂલ કર્મનું પરિણામ હોય છે. વાંચક જો નાના બબ્બે વર્ષના બાળકોના હાથ તપાસશે તો તેને તરત જ જણાશે કે તે બાળકોના હાથમાં પણ સ્પષ્ટ રેષાઓ હોય છે. હાથથી કામ કરવાથી તો ચામડી વિગેરે વધારે કઠણ થઇ રેષા વિગેરે ચિહ્નો સ્હેજ દબાઇ જાય છે. તેલ જેવાં સ્નિગ્ધ તત્વ હથેળી ઉપર ચોળવાથી હાથનાં તમામ ચિહ્ન સ્પષ્ટ દેખાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે ઉપલી દલીલમાં કાંઇ વજુદ નથી. રોગ વિગેરે કારણથી હથેળી ઉપરથી ચામડી ઉતરી જઇ નવી ચામડી આવે તો પણ નવી ચામડી ઉપર પણ પહેલાં જેવાંજ રેષા વિગેરે ચિહ્નો જોવામાં આવે છે. એટલે રેષા વિગેરેનું અસ્તિત્વ કેવળ સ્થૂલ દેહ ઉપર અવલંબે છે તેવી દલીલ પણ પોકળ લાગે છે. જેવી રીતે સતત હાથવડે કામ કરવાથી રેષાઓ ઉદ્ભવતી નથી તેવીજ રીતે હાથની મુઠીઓ વાળી રાખવાથી પણ રેષાઓનો ઉદ્ભવ સંભવતો નથી. હાથની મુઠીઓ વાળતાં અમુક રેષાઓ આવી રીતે વળાયેલી હથેળીના પ્રદેશ ઉપર આવેલી હોય છે પણ તેવીજ રીતે હથેળીના ન વળાએલા પ્રદેશ ઉપર આવેલી હોય છે તેવીજ રીતે પક્ષાઘાત કે તેવા દરદોથી હથેળી વાળી ન શકાતી હોય તો પણ તે રેષાઓ જોવામાં આવે છે. હથેળી વાળવાથી રેષાઓ ઉત્પન્ન થાય છે તે દલીલ પણ આવી રીતે અસત્ય ઠરે છે. રેષા વિગેરેના ઉદ્ભવનું કારણ આગળ દર્શાવ્યા પ્રમાણે મગજ સાથે હસ્તનો જ્ઞાનતંતુઓ દ્વારા સંબંધ છે.

પ્રારબ્ધ ( destiny ) ના પણ દૃઢ, અદૃઢ, અને દૃઢાદૃઢ એવા ત્રણ પ્રકાર છે. દૃઢ પ્રારબ્ધ ( લગ્ન-મરણ વિગેરે ચોક્કસ બનવાના બનાવો જે માનવની ઇચ્છાશક્તિ ( will ) ની મર્યાદાની બ્હાર છે તે ) કોઇપણ પ્રકારે બદલી શકાતું નથી, પણ પ્રારબ્ધના બીજા બે પ્રકારોમાં મનુષ્ય પુરૂષાર્થ અને પ્રભૂકૃપાથી પરિવર્તન કરી શકે છે એવી લેખકની દૃઢ માન્યતા છે. ચાલુ પાર્થિવ જીવન પહેલાંના પાર્થિવ જીવનમાંથી ઉતરી આવેલા શુભ અને અશુભ સંસ્કારો આ જીવનમાં આવિર્ભાવ પામે છે, પણ દરેક શુભ અને અશુભ સંસ્કારનો વિકાસ થવા દેવો જોઇએ એવું કાંઇ નથી, તેમજ તેવો કોઈ અશુભ સંસ્કાર જીવનમાંથી નજ ઉખેડી શકાય તેવું પણ નથી. જો તેમજ હોત તો યોગ વિગેરે આધ્યાત્મિક વિકાસની ચાવીઓ નિરર્થક નીવડત. હસ્ત ઉપરથી સૂચિત થતી આવી અશુભ મનોવૃત્તિઓ મનુષ્ય પોતાની પ્રબળ ઇચ્છાશક્તિના પ્રયાસથી ઉખેડી શકે છે તેવું લેખકનું માનવું છે. આવા અશુભ સંસ્કારો અને તેના સંભવીત પરિણામોનું જ્ઞાન આ શાસ્ત્ર દ્વારા મેળવી તેનો પ્રતીકાર કરવો તેમાં આ શાસ્ત્રના અભ્યાસની સાર્થકતા છે.

આ લઘુ પુસ્તક બને તેટલું સરળ અને સામાન્ય વાંચક અને અભ્યાસકને અનુકુળ થઇ પડે તેવી દૃષ્ટિથી લખવામાં આવ્યું છે. દરેક આકૃતિ સાથે તેની અસરો સ્પષ્ટ શબ્દોમાં કોઇપણ પ્રકારની અતિશયોક્તિ શિવાય દર્શાવવામાં આવી છે. આ પુસ્તકોમાં આલેખેલાં કથનો બુદ્ધિ અને અનુભવની કસોટીએ ચઢેલાં છે. આ શાસ્ત્ર પ્રયોગજન્ય હોવાથી જોઇતી આકૃતિઓ શિવાય સમજી શકાય તેવું નથી. આ શાસ્ત્રનાં ઘણાં પુસ્તકોમાં આકૃતિઓ ઘણી થોડી આપવામાં આવે છે એટલે વાચક કે અભ્યાસક તેવા પુસ્તકનો પૂરેપૂરો લાભ ઉઠાવી

શકતો નથી. કેટલાંક પુસ્તકોમાં એકજ આકૃતિમાં બે ચાર પ્રકરણોની જુદી જુદી બાબતોનો સમાવેશ કરવામાં આવે છે અને તેથી વારંવાર પાનાં ઉથલાવી જુદી જુદી આકૃતિઓ શોધી કહાડવી પડે છે. આ મુશ્કેલી ખ્યાલમાં રાખીને આ પુસ્તકમાં દરેક પ્રકરણમાં તે તે પ્રકરણને લગતી સ્વતંત્ર આકૃતિઓ આપવામાં આવી છે. દરેક પ્રકરણ એકજ મુદ્દા ઉપર લખેલું હોવાથી દરેક પ્રકરણનો વિસ્તાર ન્યૂનાધિક થયો છે.

આ પુસ્તકમાં આપેલા નિયમો સાથે અભ્યાસકે પોતાની બુદ્ધિનો પણ ઉપયોગ કરવાનો છે. આટલા નાનકડા પુસ્તકમાં બધી વીગતોનો સમાવેશ કરી શકાય નહિ તેમજ દરેક હસ્તમાં કાંઇક નવું જોવાનું નીકળી આવે એટલે અભ્યાસકે આ પુસ્તકમાં દર્શાવેલા સિદ્ધાંતો સાથે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી નવી રેખાઓ જોવામાં આવે તો તેનો ઉકેલ કરવાનો છે.

આ પુસ્તકમાં પશ્ચિમના પુસ્તકોનું દોહન કરવામાં આવ્યું છે. ખાસ કરીને 'Cheiro' નાં બધા પુસ્તકો Compte. C. de Saint Germain ના "The Study of Palmistry" Henry Frith ના "Practical Palmistry" નામના પુસ્તકોનો આધાર રાખવામાં આવ્યો છે. કાળ ગણના માટે શીરોની પદ્ધતિમાં સ્હેજ ફેરફાર કરી નવો કાળ – સૂચક નકશો કાળ નિર્ણયના પ્રકરણમાં આલેખવામાં આવ્યો છે. વર્ષ ગણના માટે આ પદ્ધતિ અનુભવમાં ઘણી સચોટ માલમ પડી છે.

વાંચક તથા અભ્યાસક બંનેને આ પુસ્તક અનુકુળ થઇ પડશે એવી આશા છે. વાંચક વર્ગ કે અભ્યાસકને આમ છતાં કાંઇ ખામી જણાય તો લેખકને લખી મોકલવાથી બીજી આવૃત્તિમાં તેવી ખામી દૂર કરવા પ્રયત્ન થશે.

જંબુસર, }
૧લી માર્ચ ૧૯૩૨. } કેશવલાલ ગંગાશંકર જોશી.

# શુદ્ધિપત્રક



| પાન નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૭ | ધર્મન | ધર્મના |
| ૧૨ | ૨૨ | પુર્ણ | પૂર્ણ |
| ૨૪ | ૨ | સુર્ય | સૂર્ય |
| | ૫ | સુર્ય | સૂર્ય |
| | ૧૦ | સુર્ય | સૂર્ય |
| ૩૧ | ૪ | પ્રકરણ ૧૩ મું | પ્રકરણ ૧૧ મું |
| ૩૯ | ૧૨ | માણેસ | માણસ |
| ૪૨ | ૪ | ત | તે |
| ૪૪ | ૪ | તેને | તે તે |
| ૪૫ | ૧૨ | અસ્ન | અસ્ત |
| ૫૧ | ૧૫ | ચતુષ્ટકોની | ચતુષ્કોની |
| ૫૩ | ૬ | જ | ૭ |
| ૫૮ | ૧૨ | સુક્ષ્મ | સૂક્ષ્મ |
| ૬૧ | ૨૪ | સાધે | સાદી |
| ૬૨ | ૩ | કલ્પાનાને | કલ્પનાને |
| ૭૨ | ૧૪ | મુર્ખતાને | મૂર્ખતાને |
| ૭૭ | ૨૧ | પૈતૃક | પૈતૃક |
| ૯૮ | ૯ | પુરૂપત વ્યની | પુરૂષતત્વની |

| પાન નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૦૧ | ૧૪ | પણ ન | પણ લગ્ન ન |
| ૧૨૬ | ૮ | કીતિ | કીર્તિ |
| ૧૨૮ | ૩ | દ્રશ | દ્રશ્ય |
| | ૨૪ | અફળ | સફળ |
| ૧૩૨ | ૩ | મહત્રીકોણ | મહાત્રીકોણ |
| ૧૩૫ | ૨૦ | त-थ | त-द् |
| ૧૩૭ | ૧ | પ્રકરણ ૧૪ મું | પ્રકરણ ૧૫ મું |
| ૧૪૦ | ૨૧ | પ્રકરણ ૧૫ મું | પ્રકરણ ૧૬ મું |
| ૧૪૧ | ૨૨ | રેષઓ | રેષાઓ |

# અનુક્રમણિકા

## વિભાગ પહેલો

### ' હસ્તાકૃતિ-વિચાર '



## દ્વિતીય વિભાગ

### ' હસ્તરેખા-વિચાર '

# હસ્ત-પરીક્ષા.

## વિભાગ પહેલો : 'હસ્તાકૃતિ-વિચાર'

### પ્રકરણ ૧ લુ.

#### હસ્તના પ્રકાર.

હસ્ત પરીક્ષકો આ શાસ્ત્રના બે વિભાગો પાડે છે. પ્રથમ વિભાગમાં હસ્તનો પ્રકાર, આંગળીઓ, અંગુઠાની આકૃતિ, નખની પ્રભા, અને હથેળીમાં આંગળીઓ નીચે આવેલા ગ્રહોના સ્થાનો ઉપરથી માનવ મનસ્નું પૃથકકરણ કરવામાં આવે છે. આ વિભાગને 'હસ્તાકૃતિ-વિચાર' નામ આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. દ્વિતીય વિભાગમાં હથેળીમાં આવેલી રેખાઓ ઉપરથી ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળના જીવનની રૂપરેખા મુખ્ય મુખ્ય પ્રસંગો સાથે સૂચિત થાય છે. હસ્ત પરીક્ષક જેટલા પ્રમાણમાં સારો અવલોકનકાર, વિવેચક અને પૃથકકરણ કરવાની શક્તિવાળો હોય છે તેટલા પ્રમાણમાં જીવનના અગમ્ય પટમાં ગર્ભીત રહેલાં રહસ્યોનો સ્ફોટ કરી શકે છે. આ દ્વિતીય વિભાગને 'હસ્ત-રેખા વિચાર' નામ આપવામાં આવ્યું છે. કેટલાક હસ્ત પરીક્ષકો આ દ્વિતીય વિભાગને પ્રાધાન્ય આપી પ્રથમ વિભાગની અવગણના કરે છે, પણ લાંબો વિચાર અને

અનુભવથી જણાય છે કે પ્રથમ વિભાગ ઘણો અગત્યનો ભાગ ભજવે છે, અને તેના વિના સામુદ્રિક શાસ્ત્ર અપૂર્ણ રહે છે. એટલુંજ નહિ પણ કરતલ ઉપર રહેલી રેષાઓનું ફળ પ્રથમ વિભાગમાં બતાવેલી મનોવૃત્તિઓ પ્રમાણે ન્યુનાધિક થાય છે. નવા અભ્યાસકે પ્રથમ વિભાગના તત્વોનું સમ્યગ્ મનન કરવું.

કેટલાક હસ્ત પરીક્ષકોએ હસ્તના પાંચ પ્રકાર પાડેલા છે. કેટલાકે સાત પ્રકાર પાડેલા છે. લેખકને હસ્તનો સપ્ત વિભાગ બુદ્ધિયુકત અને વાસ્તવીક લાગવાથી હસ્તનું સપ્ત વિભાગનું વર્ગીકરણ સ્વીકારેલું છે.

માનવ પ્રકૃતિ અનુસાર હસ્તના નીચે પ્રમાણે સાત પ્રકાર પાડવામાં આવે છે.

| પ્રકાર. | આકૃતિ સૂચક નામ. | પ્રકૃતિ સૂચક નામ. | અંગ્રેજી નામ. |
|---|---|---|---|
| ૧ | બેડોળ | પ્રાથમિક | Elementary |
| ૨ | ચોરસ | વ્યવહારિક | Square or the Practical |
| ૩ | પહોળો | શોધક | Spatulate or Inventive |
| ૪ | ગઠ્ઠાવાળો | તત્વજ્ઞ | Knotted or Philosophic |
| ૫ | શંકુ આકાર વાળો | આવેશમય અથવા કળાપ્રિય | Conic, or artistic or Impulsive |
| ૬ | સાંકડો | આધ્યાત્મિક | Psychic |
| ૭ | મિશ્ર | સર્વદેશીય | Mixed or Versatile |

હસ્ત કયા પ્રકારનો છે તે હથેળીના પાછલ ભાગ ઉપરથી જાણી શકાય છે. ઉપરના પ્રકાર કેમ ઓળખવા તે આગળ દર્શાવવામાં આવશે, પણ એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે હસ્તનો કોઇપણ પ્રકાર શુદ્ધ સ્વરૂપમાં જોવામાં આવતો નથી. દરેક હસ્તમાં એક પ્રકારની મુખ્ય અને બીજા પ્રકાર કે પ્રકારોની

ગૌણ છાયાઓ જોવામાં આવે છે અને તે પ્રમાણે મનનું બંધારણ ઘડાય છે.

## પ્રકરણ ૨ જું.

### પહેલો પ્રકાર. બેડોળ હાથ-પ્રાથમિક-
### Elementary hand.

આવા પ્રકારના હસ્તની હથેળી ખડબચડી, પહોળી, અને જાડી હોય છે, આંગળીઓ ટુંકી, અને નખ પણ ટુંકા હોય છે. હથેળીનો નીચલો ભાગ વિશેષ પહોળો હોય છે. અંગુઠો ટુંકો અને જાડો હોય છે.

આવા હસ્તવાળાઓમાં પશુસ્વભાવ સામ્રાજ્ય ભોગવે છે. તેમનામાં બુદ્ધિ તત્વ વિકાસ પામેલું હોતું નથી. કોઇક કોઇક વખત સહજ બુદ્ધિ ( Instinct ) તેમનામાં જોવામાં આવે છે. સ્વભાવે તેઓ જુસ્સાદાર, તીખા, અને વિષયી હોય છે. તેઓ ઘણી વખત હીંસકપણું જીવનમાં વ્યક્ત કરે છે પણ તે હિંસકપણું બુદ્ધિ પ્રેરીત હોતું નથી પણ પશુઓમાં જેવી રીતે સહજ હિંસકતા જોવામાં આવે છે તેવી હિંસકતાના અંશો આવા મનુષ્યોમાં વળગી આવેલા દ્રષ્ટિગોચર થાય છે. આવા મનુષ્યોમાં બુદ્ધિવિકાસના અભાવે જીવન ભાવનાઓના રંગથી રંગાતું નથી. જેટલા પ્રમાણમાં હથેળીનો નીચલો ભાગ વિશેષ પહોળો અને આગળ પડતો હોય છે તેટલા પ્રમાણમાં જીવનમાં પશુ સ્વભાવ વધારે પ્રવર્તે છે. આ નિયમ અન્ય પ્રકારોને પણ એક સરખો લાગુ પડે છે.

આ પ્રકારના હસ્તમાં કોઇ કોઇ વખત શંકુ આકારના પ્રકારની કે ચોરસ પ્રકારની છાયાઓ જોવામાં આવે છે. જો

શંકુ આકારવાળા હસ્તની છાયા જોવામાં આવતી હોય તો આવા હસ્તવાળો લાગણીઓ અને આવેશોથી દોરાતો સ્વભાવ ધારણ કરતો હોય છે. જો ચોરસ હાથની છાયા જોવામાં આવતી હોય તો આવા હસ્તવાળો વ્યવહારિક વધારે બને છે. જડવસ્તુઓની પ્રાપ્તિ તરફ પોતાનું ચિત્ત તે વાળે છે. આ શિવાયના બીજા પ્રકારના હસ્તની છાયાઓ આ પ્રકારના હસ્તમાં જોવામાં આવતી નથી.

---

## પ્રકરણ ૩ જું

### પ્રકાર બીજો. ચોરસ અથવા વ્યવહારિક હસ્ત
### The useful or Practical Hand.

આ પ્રકારના હસ્તનું ચોરસ એ આકૃતિ સૂચક નામ છે. 'વ્યવહારિક' એ તેનું પ્રકૃતિ સૂચક નામ છે. આવા હાથને સિધ્ધો ધરવામાં આવે તો પાછળથી હથેળીનું મૂળ અને આંગળીઓનાં મૂળ પ્રાયઃ સમાન સપાટિમાં આવેલાં જણાય છે. આંગળીઓનાં ટેરવાં પણ ચોરસ હોય છે. શુદ્ધ ચોરસ હાથ વિરલ જોવામાં આવે છે પણ અન્ય પ્રકારોની છાયાઓ ચોરસ હાથમાં મિશ્ર થયેલી જોવામાં આવે છે, અને તદનુસાર આંગળીઓનાં ટેરવાં ગોળ, ચપટાં, કે મિશ્ર પણ હોય છે. સામાન્યતઃ આવા પ્રકારના હાથવાળા બુદ્ધિ પ્રધાન હોય છે અને ઘણી વખત નાસ્તીકપણા તરફ વળણ ધરાવતા જોવામાં આવે છે. બીજાં ચિન્હોના પરિણામે આ વૃત્તિ ઓછી થયેલી કદાચ જોવામાં આવે તો પણ એટલું તો ચોકસ કે આ પ્રકારના હાથવાળા ઘણું ખરૂં નજરે જોયું ન હોય અને કાને સાભળ્યું ન હોય તેને જલદી માનતા નથી. આંગળીઓના પ્રમાણ મુજબ બુદ્ધિવિકાસ

થયેલો હોવાથી જે ચોરસ હાથની આંગળીઓ ટુંકી હોય છે તેઓનું માનસિક જીવન વિકાસ પામેલું હોતુ નથી અને તેઓ કેવળ વ્યવહાર પરાયણ રહી સ્થૂલ જીવનની પાછળ વલખાં માર્યા કરે છે. તેઓ બધું ઉપયોગીતાવાદની દૃષ્ટિએ જુએ છે, અને પરિણામે જે માનસિક અને શારિરીક, પ્રવૃતિઓ–ખાસ કરીને–ઐહિક જીવન સુધારણામાં ઉપયોગી નીવડતી નથી તે પ્રવૃતિઓ તરફ તેઓ આકર્ષાતા નથી. તેઓની સ્થૂલ જીવનમાં આસક્તિ વધારે હોય છે, અને જો તેઓનો માનસિક વિકાસ સારો થયો હોય તો પણ તેમનું માનસિક જીવન સ્થૂલ ભૂમિકાના તત્વો ઉપર રચાયેલું હોય છે. વ્યવહાર દક્ષતા તેમને સહજ પ્રાપ્ત હોવાથી તેઓ સાંસારિક દૃષ્ટિએ બીજાઓ કરતાં વધારે વિજયી નીવડે છે, અને લક્ષ્મી પ્રાપ્તિ સારી કરી શકે છે, કારણ કે તેમના વિચારો ઐહિક જીવન ગાળવામાં રોકાયેલા હોય છે. તેઓ વ્યવસ્થા ને નિયમ સારા જાળવે છે અને કાર્યશક્તિની વિપુલતાના યોગે આરંભેલા કાર્યમાં દૃઢતાથી મંડ્યા રહે છે. તેઓ કાયદા અને નિયમના પૂજક હોય છે, અને પોતાના હાથતળે કામ કરનારાઓ સ્વીકૃત નિયમોનું ઉલ્લંઘન કરે તે તેઓ સહન કરી શકતા નથી. સામાન્યતઃ તેઓ રૂઢિપૂજક હોય છે પણ જો આંગળીઓ એક બીજાથી છૂટી પડી રહેતી હોય તો તેમના વિચારો સ્વતંત્ર શ્રેણીઓમાં વિહરે છે. રૂઢિની દિવાલો તેમના વિચાર પ્રવાહને ખાળી શકતી નથી છતાં તેમનામાં અંતર્ગત પૂરાણપ્રિયતા રહેલી હોવાથી તેમના સ્વતંત્ર વિચારોની રૂઢિની દિવાલો ઉપર બહુ અસર થતી નથી. ધાર્મિક બાબતોમાં તેઓ ધર્મના આત્મા કરતાં ધર્મના બાહ્ય સ્વરૂપ પ્રતિ વધારે આકર્ષાય છે પણ ઉપર દર્શાવ્યા પ્રમાણે છૂટી આંગળીઓ હોય તો આ દૃષ્ટિબિંદુમાં મહત્વના ફેરફાર થાય છે અને આવા પ્રકારના હાથવાળો ધર્મન રૂઢ સ્વરૂપની મોહજાળથી મુક્ત થઇ

ધર્મના આત્મા-રહસ્ય તરફ ઉડે છે. હસ્તમાં ગુરૂનું સ્થાન ઉપસેલું હોય અને આંગળીઓ ગોળ હોય તો આ કથન વધારે લાગુ પડે છે. આંગળીઓ જો ટુંકી હોય તો આવા પ્રકારના હસ્તવાળામાં ઐહિક જીવન પ્રતિ અત્યાસક્તિ અને ધન લોલુપતા જોવામાં આવે છે. આવા પુરૂષો શાયલૉક કે મારવાડીની કક્ષામાં મૂકી શકાય છે. જો આંગળીઓ લાંબી હોય તો વ્યવહારિક્તા સાથે માનસિક જીવન પણ વિકાસ પામે છે. આવા મનુષ્યો માનસિક જીવન દ્વારા ધન પ્રાપ્તિ કરે છે અને ઐહિક જીવન ગાળે છે. માનસિક જીવન વિકાસ પામેલું હોવાથી અતિશય વ્યવહાર પરાયણુતા અને લોલુપતામાંથી ઉદ્‌ભવતા દુર્ગુણો તેમનામાં ઓછા જોવામાં આવે છે. આવા પ્રકારના હાથમાં બીજા પ્રકારની છાયાઓ મિશ્ર થતાં ઉપરની અસરોમાં ફેરફાર થાય છે, પણ શરૂઆતના અભ્યાસકને તે જરૂરનું નહિ હોવાથી આ પ્રકારના હાથનું વર્ણન અત્રેજ સમાપ્ત કરવામાં આવે છે. જીવનના જે ક્ષેત્રોમાં કલ્પનાની રંગ બેરંગી ભૂમિમાં ન વિહરતાં વ્યવહારિક્તાની નક્કર ભૂમિ ઉપર ચાલવું પડે છે ને તે ક્ષેત્રોમાં આવા પ્રકારના હાથવાળા જોવામાં આવે છે. જે વ્યવસાયમાં કલ્પનાઓ કેળવવાની હોય છે અને વિજય કલ્પનાઓ દ્વારા પ્રાપ્ય હોય છે તેવા વ્યવસાયમાં આવા હાથવાળા નિષ્ફળ જાય છે.

---

## પ્રકરણ ૪ થું.

### પ્રકાર ત્રીજો. Spatulate Hand.

### પહોળો.

આવા પ્રકારનો હાથ મણિબંધ આગળ અથવા તો આંગળીઓના મૂળ આગળ વધારે પહોળો હોય છે. આંગળીઓ,

ટેરવાં આગળ ચપટી અને ખૂણા આગળ ફુલેલી હોય છે. ઘણી વખત આંગળીઓ ગોળ અને ચોરસ પણ હોય છે. એટલે મણિબંધ આગળ અથવા આંગળીઓના મૂળ આગળ વધારે પડતી પહોળાઇ ઉપરથી આ પ્રકાર ઓળખી શકાય છે.

જેવી રીતે 'પહોળો' એ આ પ્રકારના હસ્તનું આકૃતિ સૂચક નામ છે તેમ 'શોધક' તે આનું પ્રકૃતિ સૂચક નામ છે. આ પ્રકારના હસ્તવાળાઓનું મન ઘણું ચંચળ હોય છે. તેઓ ઘણા પ્રવૃત્તિ પરાયણ હોય છે, અને જે કામ હાથ ઉપર લીધું તેમાં ઘણા ઉત્સાહથી ભાગ લેનારા હોય છે. કાંઇ નવું શોધવું એ તેમની અંતરની ધગશ હોય છે. તેમના વિચારો સ્વતંત્ર હોવાથી તેઓ રૂઢિનાં બંધનો તોડી નાંખવા પ્રેરાય છે. હસ્તમાં જો બીજાં ચિન્હો અનુકુળ હોય તો તેઓ મોટરકારની ગતિએ ચાલી જીવનમાં કંઇ અવનવું કરી બતાવે છે. માનસિક વાતાવરણમાં તેઓ ઘણી વખત નૂતન વીજ ચમકાવે છે અને ઘણા આગળ પડતા વિચારો દર્શાવી પ્રણાલિકા-પૂજકોને ગભરાવી મૂકે છે. આ પ્રકારનો હસ્ત મણિબંધ આગળ અથવા આંગળીઓના મૂળ આગળ વધારે પહોળો હોય છે અને તે પ્રમાણે તેમના જીવનમાં પરિવર્તન થાય છે.

જો હસ્ત આંગળીઓ તરફ વધારે પહોળો હોય છે તો આવા હસ્તવાળા જે ક્ષેત્રમાં કામ કરતા હોય ત્યાં વ્યવહારિક અને ઉપયોગમાં આવે તેવી શોધ કરે છે. તેઓ રેલ્વે એંજીન, સાંચાકામ અને બીજી દૈનિક જીવનમાં ઉપયોગમાં આવતી વસ્તુઓ વધારે બનાવે છે.

જ્યારે આ હસ્ત મણિબંધ આગળ વધારે પહોળો હોય ત્યારે તેમની શોધક વૃત્તિ માનસિક ભૂમિકામાં વધારે વ્યક્ત થાય છે. આવા હાથવાળા ઘણીવખત (ખાસ કરીને સમાજવાદી

કે ધાર્મિક સુધારણાના હીમાયતી હોય છે તો ) ભવિષ્યમાં વ્યક્ત થવાની વિચાર શ્રેણીઓના આંદોલને ગ્રહણ કરે છે, ઘણી વખત તેઓ એવા વિચારો વ્યક્ત કરે છે કે જે વિચારો તેમના પછી કેટલાંય વર્ષ પછી વિકાસ પામવાના હોય. તેઓને પ્રતિબંધ ઘણા નડે છે અને જો આવા હસ્તવાળા અધીર અને નબળા હોય છે તો તેમનું જીવન અકારૂં થઇ પડે છે.

ટુંકાણમાં આ હસ્તવાળાઓમાં નીચેનાં લક્ષણો ખાસ તરવરી આવે છે.

( ૧ ) અતિશય ચંચળતા.
( ૨ ) અસ્થિરતા.
( ૩ ) કર્મપરાયણતા અને ઉત્સાહીપણું.
( ૪ ) શોધકપણું.
( ૫ ) મૌલિકતા.
( ૬ ) સ્વતંત્ર વિચારકતા.

## કઠણ ચામડીવાળો શોધક હાથ.

આવા હાથવાળાઓમાં દઢતા અને મનના ગુણ વધારે વિકાસ પામે છે અને તેથી અતિશય ચંચળતા નિયંત્રીત બની વિજય પ્રાપ્તિ સુલભ્ય બનાવે છે.

## મૃદુ ચામડીવાળો શોધક હાથ.

આવા હાથવાળાઓમાં પ્રમાદ અને અસ્થિરતા વધારે હોય છે તેથી પરિણામે તેમનાથી કાંઇપણ સાધ્ય થઇ શકતું નથી. જો મનોવૃત્તિઓને શુભ સંસ્કાર મળ્યા ન હોય અને યોગ્ય કેળવણી ન મળી હોય તો આવા હાથવાળા મદિરા અને માનિનીના મોહપાસમાં પોતાના ચાંચલ્યને પોષે છે.

આ પ્રકારના હાથવાળાઓની આંગળીઓ ચોરસ પણ કોઇ

કોઇ વખત હોય છે. તેવા માનવોની શોધક વૃત્તિઓ અને મૌલિકતા અને વિચાર સ્વાતંત્ર્ય સામાજીક સુધારણા અને વ્યવહારિક ક્ષેત્રોમાં પ્રાધાન્યતઃ વ્યક્ત થાય છે, અને ત્યાં પણ રૂઢ બંધનોને છિન્ન કરી પોતાની નવીન વિચાર શ્રેણીને સ્થાપવા તેઓ પ્રયત્નો આદરે છે.

આ પ્રકારના હાથવાળાઓને ગોળ આંગળાં પણ હોય છે. આવા હાથવાળાઓ કળા અને ભાવનાના ક્ષેત્રમાં પોતાના સ્વભાવ સિદ્ધ ગુણોને પ્રકાશમાં લાવે છે. જો આ મનુષ્ય કવિ હોય તો તેમના કાવ્યોમાં કાંઇ નૂતન પ્રકાશ ઝળકે છે અને પોતાના મૌલિક વિચારોના લીધે રૂઢ બંધનો તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિથી જોઇ અટ્ટહાસ્ય કર્યા કરે છે. ધાર્મિક બાબતોમાં પણ આવા હાથવાળા પરાપૂર્વથી મનાતી ક્રિયાઓની અવગણના કરે છે, અને પોતાની બુદ્ધિની રચેલી નવીન જ્યોતિના પ્રકાશમાં વિહરે છે.

ચપટી આંગળીવાળા શોધક હાથનું યોગ્ય કર્મક્ષેત્ર વર્કશોપ અને લેબોરેટરી છે, કે જ્યાં તેઓ ખરી શોધખોળ કરી શકે છે.

---

## પ્રકરણ ૫ મું.

### પ્રકાર ચોથો: ગઠ્ઠાવાળો. Knotted Hand.

આ હાથ સામાન્ય રીતે લાંબો અને ખૂણા પડતો હોય છે. આંગળીઓમાંથી હાડકાં સ્પષ્ટ જણાય છે અને આંગળીઓના ગઠ્ઠા વિકાસ પામેલા હોય છે. આંગળીઓનાં ટેરવાં ચોરસ, ગોળ અથવા ચપટાં પણ હોય છે.

આ લોકોમાં અર્થપિપાસા કરતાં જ્ઞાનપિપાસા વધારે પ્રદીપ્ત જોવામાં આવે છે, અને તેથી આર્થિક દૃષ્ટિએ આ લોકો

કે ધાર્મિક સુધારણાના હીમાયતી હોય છે તો ) ભવિષ્યમાં વ્યક્ત થવાની વિચાર શ્રેણીઓના આંદોલનો ગ્રહણ કરે છે, ઘણી વખત તેઓ એવા વિચારો વ્યક્ત કરે છે કે જે વિચારો તેમના પછી કેટલાંય વર્ષ પછી વિકાસ પામવાના હોય. તેઓને પ્રતિબંધ ઘણા નડે છે અને જો આવા હસ્તવાળા અધીર અને નબળા હોય છે તો તેમનું જીવન અકારૂં થઇ પડે છે.

ટુંકાણમાં આ હસ્તવાળાઓમાં નીચેનાં લક્ષણો ખાસ તરવરી આવે છે.

( ૧ ) અતિશય ચંચળતા.
( ૨ ) અસ્થિરતા.
( ૩ ) કર્મપરાયણતા અને ઉત્સાહીપણું.
( ૪ ) શોધકપણું.
( ૫ ) મૌલિકતા.
( ૬ ) સ્વતંત્ર વિચારકતા.

## કઠણ ચામડીવાળો શોધક હાથ.

આવા હાથવાળાઓમાં દઢતા અને મનના ગુણ વધારે વિકાસ પામે છે અને તેથી અતિશય ચંચળતા નિયંત્રીત બની વિજય પ્રાપ્તિ સુલભ્ય બનાવે છે.

## મૃદુ ચામડીવાળો શોધક હાથ.

આવા હાથવાળાઓમાં પ્રમાદ અને અસ્થિરતા વધારે હોય છે તેથી પરિણામે તેમનાથી કાંઇપણ સાધ્ય થઇ શકતું નથી. જો મનોવૃત્તિઓને શુભ સંસ્કાર મળ્યા ન હોય અને યોગ્ય કેળવણી ન મળી હોય તો આવા હાથવાળા મદિરા અને માનિનીના મોહપાસમાં પોતાના ચાંચલ્યને પોષે છે.

આ પ્રકારના હાથવાળાઓની આંગળીઓ ચોરસ પણ કોઇ

કોઇ વખત હોય છે. તેવા માનવોની શોધક વૃત્તિઓ અને મૌલિકતા અને વિચાર સ્વાતંત્ર્ય સામાજીક સુધારણા અને વ્યવહારિક ક્ષેત્રોમાં પ્રાધાન્યતઃ વ્યકત થાય છે, અને ત્યાં પણ રૂઢ બંધનોને છિન્ન કરી પોતાની નવીન વિચાર શ્રેણીને સ્થાપવા તેઓ પ્રયત્નો આદરે છે.

આ પ્રકારના હાથવાળાઓને ગોળ આંગળાં પણ હોય છે. આવા હાથવાળાઓ કળા અને ભાવનાના ક્ષેત્રમાં પોતાના સ્વભાવ સિદ્ધ ગુણોને પ્રકાશમાં લાવે છે. જો આ મનુષ્ય કવિ હોય તો તેમના કાવ્યોમાં કાંઇ નૂતન પ્રકાશ ઝળકે છે અને પોતાના મૌલિક વિચારોના લીધે રૂઢ બંધનો તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિથી જોઇ અટ્ટહાસ્ય કર્યા કરે છે. ધાર્મિક બાબતોમાં પણ આવા હાથવાળા પરાપૂર્વથી મનાતી ક્રિયાઓની અવગણના કરે છે, અને પોતાની બુદ્ધિની રચેલી નવીન જ્યોતિના પ્રકાશમાં વિહરે છે.

ચપટી આંગળીવાળા શોધક હાથનું યોગ્ય કર્મક્ષેત્ર વર્કશોપ અને લેબોરેટરી છે, કે જ્યાં તેઓ ખરી શોધખોળ કરી શકે છે.

---

## પ્રકરણ ૫ મું.

### પ્રકાર ચોથોઃ ગઠ્ઠાવાળો. Knotted Hand.

આ હાથ સામાન્ય રીતે લાંબો અને ખૂણા પડતો હોય છે. આંગળીઓમાંથી હાડકાં સ્પષ્ટ જણાય છે અને આંગળીઓના ગઠ્ઠા વિકાસ પામેલા હોય છે. આંગળીઓનાં ટેરવાં ચોરસ, ગોળ અથવા ચપટાં પણ હોય છે.

આ લોકોમાં અર્થપિપાસા કરતાં જ્ઞાનપિપાસા વધારે પ્રદીપ્ત જોવામાં આવે છે, અને તેથી આર્થિક દૃષ્ટિએ આ લોકો

વિજયી નિવડતા નથી. તેઓ માનવ જીવનની પ્રકૃતિના અને પ્રકૃતિથી પર પરમ તત્વના અભ્યાસી હોય છે. માનવ પ્રકૃતિના દરેક રંગનું તેઓ પૃથક્કરણ કરે છે અને આધ્યાત્મિક જ્ઞાન તરફ આગળ વધે છે. તેમનામાં એક પ્રકારની ગહનતાની છાયા જોવામાં આવે છે. તેમના વિચારોમાં અને લખાણોમાં અભેદ્ય રહસ્યશીલતા તરવરે છે. આવા માનવો જ્યારે ઉપદેશક હોય ત્યારે માનવ હૃદયપર વ્યવહારિક બાજુથી અસર ન કરતાં તેમના ઉપદેશમાં તરવરતી અગમ્ય ગહનતાથી ઉંડી અસર કરે છે. તેઓ હૃદયપર સીધી અસર કરવાના બદલે રહસ્યમયતાથી તેમના શ્રોતાઓને આંજી નાંખે છે. આવા હાથવાળો જો ચિત્રકાર હોય તો તેનાં ચિત્રો સ્થુલ ભૂમિકાને ન સ્પર્શતાં રહસ્યવાદી અને અપૂર્વ ગાંભીર્યની છાયાવાળાં હોય છે. આવા હાથવાળા જો કવિ હોય તો તેમનાં કાવ્યોના ભાવ જીવનની પેલીપારની છાયામાં વિહરતા જોવામાં આવે છે. તેઓ ઉંડા વિચારક, નાની નાની બાબતો માટે ચોકકસ, શબ્દ જાળનો ઉપયોગ પણ વિચાર પૂર્વક કરનાર, ગુપ્ત રાખનાર અને થોડા બોલા હોય છે. પોતાના મંતવ્ય માટે આવા લોકો પ્રાણ પાથરનારા હોય છે.

આવા હસ્તવાળા લોકોમાં ટુંકમાં નીચેની વૃત્તિઓ પ્રધાન જોવામાં આવે છે.

(૧) માનવ મનસ્ અને જીવનનો અભ્યાસ કરવાની વૃત્તિ.
(૨) વિચારકપણું.
(૩) અમુક અમુક વૃત્તિઓને હદથી વધારે મહત્વ આપવાથી ઉદ્ભવતી એક પ્રકારની વિલક્ષણ વિચિત્રતા.
(૪) સ્વીકૃત મંતવ્ય માટે અડગ સહનશીલતા.
(૫) એકાંતપ્રિયતા.

( ૬ ) અહંભાવ.

( ૭ ) ધર્માંધપણું. આ પ્રકારના હાથવાળા કેટલાક ધર્મશીલ હોય છે પણ એક તરફી જ્ઞાન વધવાથી ધર્માંધ થઇ જાય છે.

આંગળીઓ ટુંકી હોય તો બુદ્ધિનો વિકાસ ઓછો થયેલો હોય છે.

આવા પ્રકારના હસ્તને ચોરસ આંગળીઓ પણ હોય છે. આ લોકો સ્થુલભૂમિકાને લગતી અને વ્યવહારિક બાબતોમાં પોતાની મીમાંસક શકિતને વ્યકત કરે છે. તેઓ સામાજીક અને વ્યવહારિક જીવનના પ્રશ્નોનું નિરાકરણ કરવામાં પોતાની બુદ્ધિ દોરે છે. જો આંગળીઓ ઉપરના ગઠ્ઠા ઓછા વિકાસ પામેલા હોય છે તો આવા મનુષ્યો ક્ષણિક આવેશથી દોરાઇ જાય છે. આંગળીઓ ગોળ ન હોવાથી તેઓના વિચારોમાં ભાવનાઓના રંગ આછા દેખાય છે. તેઓ આદર્શવાદી નહિ પણ વ્યવહારવાદી હોય છે. 31,810

ચપટી (Spatulate) આંગળીઓવાળા આ પ્રકારના હસ્તવાળા લોકોમાં વિવેચક શક્તિ વિજ્ઞાનના ક્ષેત્રમાં સારૂં કામ કરે છે. તેઓ રસાયણીક પદાર્થોનું તેમજ વિજ્ઞાનના વિષયોનું વિજ્ઞાનની દૃષ્ટિએ પૃથકકરણ અને ચર્ચા સારી કરી શકે છે અને તેમાંથી તેઓ નવા સિદ્ધાંતો તારવી કાઢે છે.

આવા હાથવાળાઓની આંગળીઓ ગોળ હોય છે તો તેવા મનુષ્યો કવિઓ અને ધાર્મિક વધારે બને છે. કવિ તરીકે તેઓ ગહન વિચારોથી ભરેલાં કાવ્યો લખે છે, પછી ભલે તેમાં અલંકારના ઝબકારા ન ચમકતા હોય અને રસના ફુવારા ન ઉડતા હોય. તેઓ ઇંદ્રિયો તરફ આકર્ષાવા કરતાં ઇંદ્રિયાતીત તત્વો તરફ વધારે આકર્ષાય છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## પ્રકાર પાંચમો શંકુ આકારવાળો–Conic Hand.

આ હાથ મધ્યમ પ્રમાણનો હોય છે. હથેળીની આંગળીઓ તરફ થોડો થોડો સાંકડો થતો જાય છે. આંગળીઓ ટોચ આગળ શંકુ આકારની અથવા તો ગોળ હોય છે. આંગળીઓ કોઇ કોઇ વખત ચોરસ કે ચપટી પણ હોય છે અને તે પ્રમાણે પ્રકૃતિમાં ફેર પડે છે. કળારસિક હાથનું મુખ્ય લક્ષણ કે જે લક્ષણ દરેક કળારસિક હાથમાં હોઇ શકે છે તે એ છે કે મણિબંધથી આગળીઓ તરફ જતાં હાથ ધીમે ધીમે સાંકડો થતો જાય છે.

આવા હાથને કળારસિક હાથ કહેવામાં આવે છે પણ તેમાં કળા વિધાનની સર્જન શક્તિ હોવી જોઇએ એવું કાંઇ નથી. તેઓ કળા તરફ આકર્ષાય છે. સંગીત, રંગ, કાવ્ય, નાટક વિગેરે તરફ તેમનું ચિત્ત સહજ ઢળી જાય છે. તેમની લાગણીઓ, કળા વિધાનમાં દૃષ્ટિ ગોચર થતા ભાવોથી ડોલે છે. તેઓને ઘણી વખત ‘ આવેશમય ’ કહેવામાં આવે છે કારણ કે તેઓ બુદ્ધિ કરતાં હૃદયથી વધારે દોરાય છે. તેમના મન ઉપર બાહ્ય વાતાવરણની અસર શીઘ્ર થાય છે, અને તેથી તેમનામાં રાગ અને દ્વેષ અત્યંત હોય છે, તેઓ પ્રમાદી અને મોજીલા હોય છે. તેઓ ગમે તેટલા બુદ્ધિમાન અને હોશિઆર હોય છે છતાં તેમની અસ્થિર પ્રકૃતિ ધીરજ અને ખંતના અભાવના લીધે કોઇ પણ કાર્ય પુર્ણ કરતાં પહેલાં અધવચ મૂકી દે છે. તેમને એકલા કરતાં સમુદાયમાં રહેવું વધારે પસંદ પડે છે, અને સ્વભાવે ભરભડીયા હોઇ ઘણીવખત અપ્રિય સત્ય

આવેશમાં ને આવેશમાં કહી નાંખે છે. તેઓ હંમેશાં ઉદાર અને સહૃદયી હોય છે, પણ તેઓ દાન વિગેરે પોતાના તરંગ મુજબ કરે છે. પાત્રાપાત્ર વિચારનો અભાવ તેઓમાં હોવાથી ખરા યાચકોને ઘણી વખત નિરાશ થવું પડે છે. ટુંકાણમાં આવા હાથવાળાઓમાં નીચેના ગુણદોષ પ્રાધાન્ય ભોગવે છે.

(૧) આવેશમયતા.

(૨) પ્રમાદીપણું.

(૩) મોજીલાપણું.

(૪) કળાપ્રેમ.

(૫) આતુરતા.

(૬) બુદ્ધિમાં ન્યૂનતા.

(૭) મનની બાહ્ય સંસ્કાર ગ્રહણ કરવામાં તત્પરતા.

કળા રસિક હાથની હથેળી કઠણ તેમજ નરમ પણ હોય છે. જેટલા પ્રમાણમાં હથેલીમાં કાઠિન્ય હોય છે તેટલા પ્રમાણમાં ખંત અને દઢતા વધારે પ્રમાણમાં વિકાસ પામે છે અને વિજય સૂચિત થાય છે. જો આવા હાથવાળાને યોગ્ય પ્રોત્સાહન મળે તો તેઓ કાવ્ય, સંગીત અને એવી કોઈપણ પ્રકારની કળામાં વિજયી નીવડે છે આંગળીઓ કોઈ વખત ચોરસ પણ હોય છે. ત્યારે આવેશમાં અભ્યાસકની દ્રઢતા, ચોક્કસાઈ અને પદ્ધતિ ભળે છે. કેવળ કળારસિક હસ્ત ફક્ત પ્રેરણાથી અને આવેશથી કળાના ક્ષેત્રમાં વિજય પામવા ઈચ્છા કરે છે ત્યારે ચોરસ આંગળીઓવાળા કળારસિક હાથવાળા કેવળ પ્રેરણા કે આવેશ ઉપર આધાર ન રાખતાં અભ્યાસકની દ્રષ્ટિએ પદ્ધતિસર કામ કરે છે. જો કે શુદ્ધ કળા રસિક હસ્તો

પ્રેરણાથી ઘણી અમર કૃતિઓ મૂકી જાય છે કે જેની દિવ્ય જ્યોતિ આગળ ચોરસ હાથવાળાઓની ગમે તેવી જ્વલંત કૃતિઓ ઝાંખી પડે છે. આંગળીઓ ચપટી હોય છે ત્યારે સ્વતંત્રતા, મૌલિક્તા, અને નૂતનતા વિગેરે ગુણો વ્યકત થાય છે. ચપટી આંગળીઓવાળા જો કવિ થાય તો તેઓ રૂઢ પ્રણાલિકાઓને તોડી પોતાની કૃતિઓમાં મૌલિકતા અને નૂતનતા લાવે છે. જે જે પ્રકારની કળામાં આવા મનુષ્યો જોડાય છે તે તે પ્રકારની કળામાં ઉપર દર્શાવેલી વિવિધતા વ્યકત થાય છે. ગઠ્ઠાવાળી આંગળીઓ હોય તો કળામાં ગહનતા અને તત્વજ્ઞાનની છાયા ઉતરે છે.

---

## પ્રકરણ ૭ મું

### છઠ્ઠો પ્રકાર-આધ્યાત્મિક-Psychic hand.

આ હાથ શંકુ આકારના હાથને મળતો આવે છે પણ આંગળીઓ ઘણીજ ગોળ અને અણીદાર હોય છે. નખ પણ ગોળ હોય છે. આંગળીઓ નાજૂક અને પાતળી હોય છે અને બહારની દૃષ્ટિએ હાથ ઘણોજ કોમળ દેખાય છે. આ પ્રકારના હાથને ઘણી વખત 'Exaggarated Conic' પણ કહેવામાં આવે છે.

આવા પ્રકારના હાથવાળાઓનો સ્વભાવ સ્વપ્નમય અને તેથી અવ્યવહારિક વધારે હોય છે તેઓનું જીવન બુદ્ધિ કરતાં હૃદયના તરંગોમાં વધારે મશગુલ રહે છે. આસપાસના વાતાવરણની તેમના ઉપર તીવ્ર અસર થાય છે. દરેક રંગ અને સંગીતના તરંગની તેમના માનસ ઉપર અજબ અસર થાય છે. આ પ્રકારના હાથવાળાઓનું વલણ ઘણું ખરૂં ધાર્મિક હોય છે

અને ભક્તિ પ્રધાન સાધના તરફ તેઓ આકર્ષાય છે. તેઓ અંતઃસ્ફુરણથી સત્યને પીછાને છે પણ સત્ય પ્રાપ્ત કરવા પ્રયાસ કરવા જેટલી ખંત અને દૃઢતાનો તેમનામાં અભાવ હોય છે. તેમનામાં આત્મસ્ફુરણ વધારે વિકાસ પામેલું હોય છે.

આ પ્રકારના હાથવાળાઓમાં નીચે પ્રમાણે લક્ષણો પ્રધાન્ય ભાગવે છે.

(૧) શક્તિની ન્યૂનતા.
(૨) સ્વપ્નમય અવસ્થા.
(૩) કલ્પના પરાયણતા.
(૪) વ્યવહારિકતાનો અભાવ.
(૫) સ્હેલાઇથી બાહ્ય સંસ્કારોને ગ્રહણ કરવાની વૃત્તિ
(૬) આત્મસ્ફુરણ.

આવા મનુષ્યમાં મધ્યસ્થ ( Medium ) થવાની શક્તિ, દૂરશ્રવણ (Clairaudience), દૂર દ્રષ્ટિ (Clairvoyance) વિગેરે સૂક્ષ્મદેહની શક્તિઓ વિકાસ પામતી જોવામાં આવે છે.

### સાતમો પ્રકાર–Mixed hand–મિશ્ર.

જો કોઇ પણ હાથ આગળ વર્ણવેલા કોઇ પણ વિભાગમાં આવતો હોય નહિ તો તેવા પ્રકારના હસ્તને મિશ્ર હાથના વર્ગમાં મૂકવામાં આવે છે. આ હાથ ઉપરની આંગળીઓ પણ ભિન્ન ભિન્ન પ્રકારની જોવામાં આવે છે.

આ પ્રકાર સર્વદેશિયતા ;અને અસ્થિરતા સૂચવે છે. જો આંગળીઓ ભિન્ન ભિન્ન પ્રકારની હોય તો જુદી જુદી દરેક પ્રકારની કળાઓ પ્રાપ્ત કરી શકાય છે. સ્થિરતાના અભાવે તેઓ કોઇ પણ વિષયમાં પૂર્ણતા પ્રાપ્ત કરી શકતા નથી. તેઓ દરેક પ્રકારના માણસોમાં સ્હેલાઇથી ભળી જાય છે. જો બુદ્ધિ રેખા

દૃઢ હોય તો આવા મનુષ્યો પોતાની અનેક શક્તિઓમાંથી એકને પસંદ કરી તેમાં જીવન અર્પે છે, પણ જો બુદ્ધિ-રેષા નિર્બળ હોય તો આ હાથવાળા કાંઇ સાધ્ય કરી શકતા નથી. પોતાની ચંચળતાના લીધે લીધેલાં કામ અધુરાં મૂકી જીવન સંગ્રામમાં પરાજય પામે છે.

---

## પ્રકરણ ૮ મું.

### અંગુષ્ઠ-વિચાર.

હસ્તના વિવિધ પ્રકારોનો વિચાર કર્યા પછી આંગળીઓનું નિરીક્ષણ કરવાની જરૂર છે, તેમાં પણ અંગુઠો ઉપયોગનો ભાગ ભજવે છે. આગલા પ્રકરણોમાં વર્ણવેલી સામાન્ય વૃત્તિઓ અંગુઠો જો નિર્બળ હોય તો જીવનમાં પૂર્ણ પ્રકાશમાં આવતી નથી.

આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે અંગુઠાના अ, ब, क, એવા વિભાગ પાડવામાં આવ્યા છે. अ વિભાગ સંકલ્પબળ વિચારને અમલમાં મુકવાનીશક્તિ, ब વિભાગ તર્કબળ અને क વિભાગ પ્યાર સૂચવે છે. સામાન્યતઃ अ ને ब વિભાગ લંબાઇમાં સરખા હોવા જોઇએ. अ અને ब વિભાગ એકત્ર થઇને क વિભાગની બરાબર હોવા જોઇએ. આ માપમાં જો ફેરફાર થાય તો જીવનમાં આ તત્વો વધતાં ઓછાં થાય છે અને માનવ પોતાના જીવનમાં તે પ્રમાણે વર્તે છે.




આકૃતિ ૧.




આકૃતિ ૨ માં अ + ब વિભાગ क વિભાગની બરાબર બતાવવામાં આવ્યા છે જો તેમ હોય તો માનસિક બળ અને પ્યાર સમતોલ રહે છે

આકૃતિ ૨.

अ + ब વિભાગ क વિભાગ કરતાં વધારે હોય (આકૃતિ ૩માં દર્શાવ્યા પ્રમાણે) તો માનસિક બળ કામવૃત્તિઓ ઉપર સરસાઇ ભોગવે છે. પરિણામે માનસિક શકિતઓના વિકાસના લીધે સ્થુલ ભોગવૃત્તિ ઘટતી જાય છે. જો આકૃતિ ૪ માં દર્શાવ્યા પ્રમાણે अ + ब વિભાગ કરતાં क વિભાગ વધારે હોય તો તેઓમાં માનસિક બળ કરતાં સ્થુલ ભોગ વૃતિ વધારે પ્રદીપ્ત હોય છે અને જીવનમાં આ ભોગવૃત્તિ ઉત્તરોત્તર વધારે પ્રદીપ્ત થઇ માનસિક શક્તિઓ ઉપર સરસાઇ ભોગવે છે. હસ્તમાં કામુકતાને પોષનારાં બીજા ચિહ્ન હોય તો તેઓનુ જીવન ઘણું અનીતિમય બને છે.




આકૃતિ. ૩




આકૃતિ ૪.

અંગુઠો જો ટુંકો હોય તો પશુબળ અને પશુવૃત્તિઓ બળવાન હોય છે. અંગુઠો લાંબો હોય છે તો બુદ્ધિબળ સારૂં વિકાસ પામેલું હોય છે. ટુંકા અંગુઠાવાળા પોતાની ઇચ્છાઓ સફળ કરવા પશુબળનો ઉપયોગ કરે છે જ્યારે લાંબા અંગુઠાવાળા પોતાની ઇચ્છાઓ સફળ કરવા માનસિક બળનો ઉપયોગ કરે છે. આકૃતિ ૫ માં દર્શાવ્યા પ્રમાણે अ વિભાગ અને ब વિભાગ સરખા હોય તો મનુષ્યમાં સંકલ્પ બળ અને તર્કબળ સરખાં વિકાસ પામેલાં હોય છે. આવા માણસો વિચાર પણ કરી શકે છે તેમજ વિચારને અમલમાં પણ મૂકી શકે છે.



આકૃતિ ૫.

આકૃતિ ૬ માં આ લખ્યા પ્રમાણે अ વિભાગ કરતાં ब વિભાગ મોટો હોય તો મનુષ્ય સંકલના કરી શકે છે પણ પોતાના વિચારોને અમલમાં મૂકવાની શક્તિની તેનામાં ઉણપ હોય છે. આથી ઉલટું अ વિભાગ ब કરતાં મોટો હોય તો મનુષ્યમાં તર્ક બળ કરતાં સંકલ્પ બળ વધારે હોય છે. આવા માણસો પૂરતો વિચાર કર્યા વિના કર્મમાં ઝંપલાવી પડે છે ( જુઓ આકૃતિ. ૭ ) આ સાથે ત્રીજી આંગળી અધિક લાંબી હોય છે તો મનુષ્યમાં વિચાર વિના કામ કરવાની વૃત્તિ અધિક ઉત્તેજીત બને છે. બુદ્ધિ રેષા પણ જીવન રેષાથી નિયુકત હોય તો આવો માણસ અનેક પ્રકારના સાહસમાં ઝંપલાવી પડે છે.



આકૃતિ ૬.



આકૃતિ ૭.

अ વિભાગ વધારે સ્થુલ હોય તો આવા મનુષ્યો સ્થુલશક્તિ દ્વારા પોતાની ઇચ્છાશક્તિ વ્યક્ત કરે છે.

अ તથા ब વિભાગને જોડનારો સાંધો કઠણુ હોય છે તેમજ શિથિલ પણુ હોય છે, અને તે પ્રમાણે જુદી જુદી પ્રકૃતિ સૂચિત થાય છે. જે મનુષ્યનો આ સાંધો કઠણુ હોય છે તેનો સ્વભાવ ઘણો આગ્રહી હોય છે જો આ સાંધાનું કાઠિન્ય મધ્યમ હોય છે તો આવા મનુષ્યો સમજાવ્યાથી પોતાનો આગ્રહ છોડે છે પણુ આ કાઠિન્ય વધારે હોય છે તો તેઓનો સ્વભાવ દુરાગ્રહી વધારે થાય છે. આ સાથે જો બુધના સ્થાન નીચે આવેલું મંગળનું સ્થાન ( જુઓ આકૃતિ ૧ પ્રકરણુ ૧૧ માં ) ઉપસેલું અને સ્પર્શથી કઠણુ હોય તો સ્વભાવમાં મક્કમતા વધારે હોય છે. આ ઉપરાંત તેઓ ગુપ્ત રાખનારા હોય છે. તેઓ એકજ માર્ગને વળગી રહે છે અને દૃઢતાથી તેમાં સફળતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. તેઓની વૃત્તિ ન્યાયશીલ વધારે હોય છે. આ સાંધો જો શિથિલ હોય તો મનુષ્યના વિચારો જલ્દી બદલાયા કરે છે. તેઓનું માનસિક વલણુ પ્રસંગમાં આવતા મનુષ્યો અનુસાર જુદા જુદા રંગ ધારણુ કરે છે. તેઓનાં મન ચંચલ અને વૃત્તિઓ આવેશમય હોય છે. વિચાર કરવામાં અને લક્ષ્મી વાપરવામાં વિચારહીનપણે વર્તવાની તેમને ટેવ હોય છે.

ब વિભાગ આકૃતિ ૮ અને ૯ પ્રમાણે સ્થૂલ અને પાતળો હોય છે.

સ્થૂલ ब વિભાગવાળા મનુષ્યો પોતાની ઇપ્સીત વસ્તુઓ વાપરવામાં બળ વાપરે છે. ત્યારે આકૃતિ ૯ માં જેવો ब વિભાગ બતાવ્યો છે તેવા મનુષ્યો પોતાની ઇપ્સીત વસ્તુઓ પ્રાપ્ત કરવામાં બુદ્ધિ ચાતુર્યનો ઉપયોગ કરે છે.





આકૃતિ ૧૦ માં આલેખ્યા પ્રમાણે અંગુઠો પહેલી આંગળી પાસે રહેતો હોય તો મનુષ્યના વિચારો સંકુચિત થાય છે અને સ્વભાવ કૃપણ થાય છે.

આકૃતિ ૧૦.



આકૃતિ ૧૧ માં બતાવ્યા પ્રમાણે અંગુઠો આંગળીથી લગભગ ૯૦° ના ખૂણે રહેતો હોય તો તેવા માણસનો સ્વભાવ ઉદાર હોય છે અને વિચારો પણ સંકુચિત હોતા નથી.



આકૃતિ ૧૨ માં દર્શાવ્યા પ્રમાણે અંગુઠો પહેલી આંગળીથી ઘણો દૂર લગભગ ૮૦° થી ૯૦° ના ખૂણે રહેલો હોય તો મનુષ્યનો સ્વભાવ તદ્દન સ્વતંત્ર વિચારવાળો, સ્વચ્છંદી અને ઘણો ખર્ચાળ હોય છે.

આકૃતિ ૧૨.



જ્યારે અંગુઠાનો ગ્ર વિભાગ જાડો અને ઉપરથી લગભગ ચોરસ હોય છે તો તેવા અંગુઠાવાળામાં ખૂની થવાની વૃત્તિ છૂપાયેલી હોય છે. આવા મનુષ્યો પોતાની લાગણીઓ ઉશ્કેરાય ત્યારે આવેશમાં ખૂન કરી બેસે છે.

આકૃતિ ૧૩.



જો અંગુઠો વચમાંથી વર્તુલાકાર બની પાછળ પડતો હોય છે તો તેવા મનુષ્યોમાં વૈર લેવાની વૃત્તિ રહેલી હોય છે. જુઓ આકૃતિ ૧૪.

# પ્રકરણ ૯ મું.

## આંગુલી-વિચાર

આંગળીઓના પાછલા ભાગના ત્રણ વિશિષ્ટ વિભાગ પાડવામાં આવ્યા છે. આ ત્રણ વિભાગનું માપ સામાન્યતઃ નીચે પ્રમાણે નિશ્ચિત કરવામાં આવ્યું છે. તેમાં વધઘટ થવાથી જીવનમાં અમુક તત્ત્વ આગળ પડતું રહે છે.




આકૃતિ ૧.

ઉપલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે દરેક આંગળીના ત્રણ વિભાગ પાડી શકાય છે. अ વિભાગ આધ્યાત્મિક જીવન સૂચવે છે, व વિભાગ માનસિક જીવન સૂચવે છે. क વિભાગ સ્થૂલ જીવન સૂચવે છે. આકૃતિ ૧ માં બતાવેલા પ્રમાણ કરતાં વધારે દીર્ઘ હોય છે તો તે વિભાગ પ્રમાણે માણસ પોતાનું જીવન મોટા ભાગે ગાળે છે.

સામાન્યતઃ આંગળીઓનાં ટેરવાં ગોળ હોય છે તો તેવા માણસો આદર્શવાદી હોય છે અને પોતાના જીવનને અમુક આદર્શોને અનુકુળ ઘડવા પ્રયત્નશીલ થાય છે. આંગળીઓનાં ટેરવાં જો ચપટાં અને ફુલેલાં હોય છે તો તેઓ અસ્થિર પ્રકૃતિના અને અત્યંત ઉત્સાહી હોય છે. આંગળીઓનાં ટેરવાં જો ચોરસ હોય છે તો તેવા મનુષ્યો વ્યવહારિક અને દુન્યવી ડહાપણ વાળા હોય છે.

આંગળીઓના નીચે હથેળીમાં ગ્રહોનાં સ્થાન આવેલાં હોય છે. આંગળીઓને પણ તે પ્રમાણે નામ આપવામાં આવે છે.

તે પ્રમાણે ૧લી આંગળીને બ્રહસ્પતિની આંગળી, ૨જીને શનિની આંગળી, ૩જીને સૂર્યની આંગળી, ૪થીને બુધની આંગળી કહેવામાં આવે છે. બ્રહસ્પતિ અને સૂર્યની આંગળીઓ શનિની આંગળીના પહેલા વિભાગના અર્ધભાગ જેટલી લાંબી જોઇએ. આ લંબાઇ કરતાં આ આંગળીઓ ઓછી વત્તી લાંબી હોય તો તે આંગળી નીચેના ગ્રહોના ગુણ દોષમાં ન્યૂનાધિક્ય થાય છે. સ્હેજ દોરાવા વધઘટથી ખાસ ફેર જોવામાં આવતો નથી પણ વધારે પડતી લંબાઇ કે હ્રસ્વતા હોય તો ગુણદોષ વધારે સ્પષ્ટ રીતે વ્યકત થાય છે. પહેલી આંગળી સામાન્ય માપ કરતાં ઓછી દીર્ઘ હોય તો મનુષ્ય નીચ પ્રકૃતિનો અને જોખમદારીમાંથી ખસી જવાનિ વૃત્તિ વાળો હોય છે. પહેલી આંગળી જો માપ કરતાં વાધારે લાંબી હોય તો સ્વભાવ વધારે મહત્વાકાંક્ષી અને સત્તાભિલાષા ઘણી તીવ્ર હોય છે. જો પહેલી એટલે બ્રહસ્પતિની આંગળી શનિની આંગળી જેટલીજ લાંબી હોય છે તો તેવા માણસનો સ્વભાવ ઘણોજ જોરદાર, ઘણોજ સત્તાપ્રિય, અને પોતાના આદેશ મુજબ બીજાને ચલાવવાનો આગ્રહ રાખનાર હોય છે. સૂર્યની આંગળી પણ સામાન્ય માપ કરતાં મોટી હોય તો મનુષ્યમાં જોખમ ખેડવાની વૃત્તિ રહેલી હોય છે. આવા મનુષ્યો જીવનને લોટરી જેવું માનનારા હોય છે, હાથનાં બીજાં ચિહ્નો સારાં હોય તો આ સાહસિકતા જીવનને ઉપયોગી થઇ પડે છે. કમનસીબ હાથમાં આવી સાહસિકતા દુર્દશાનું કારણ થઇ પડે છે. શંકુ આકારના અને ચંદ્રના સ્થાન તરફ જતી બુદ્ધિ રેષાવાળા હાથમાં અતિ દીર્ઘ સૂર્યની આંગળી સાહસિક પ્રકૃતિને કલ્પનાના બળથી ઘણી આગળ ધપાવે છે. જ્યારે ચોરસ હાથમાં સીધી બુદ્ધિ રેષા હોય તો આવુંજ ચિહ્ન (લાંબી ત્રીજી આંગળી) જીવનમાં સાહસિકતા સુચવે છે ખરૂં પણ તે સાહસિકતા ધીમે ધીમે નિય-

ત્રિત બને છે અને કાંઇક વિલક્ષણ પળમાંજ તે મુકત થઇ સ્વછંદે વિહરે છે. 'સુર્યની આંગળી જો માપ કરતાં નાની હોય તો એવા માનવમાં કળાપ્રેમને સ્થાન હોતું નથી, અને તેના વિચારો હલકા હોય છે. એનામાં ઉલ્લાસ પણ ઓછો હોય છે. બુધની આંગળીનું વાસ્તવીક પ્રમાણ સુર્યની આંગળીના વિભાગ ૨+૩ જેટલું છે. આ પ્રમાણ કરતાં જો બુધની આંગળી ન્હાની હોય તો તેવો મનુષ્ય અપ્રમાણીક અથવા સ્ત્રીજીત હોય છે. આ આંગળી વધારે લાંબી હોય તો તેનો ધારણ કરનાર સમાજમાં વધારે પ્રતિષ્ઠાવાળો અને પ્રતિભાશાળી હોય છે. તેમજ તે સારૂં વકતૃત્વ ધરાવે છે. જો આ આંગળી સુર્યની આંગળી જેટલી દીર્ઘ હોય છે તો તેવો માણસ કોઇપણ વિષય ઉપર ઘણા ઓછા પ્રયત્ને સારૂં પ્રવચન કરી શકે છે.

## આંગળીઓનાં સામાન્ય લક્ષણ.

લાંબી આંગળીઓ બુદ્ધિ તથા ઝીણવટ આપે છે. લાંબી આંગળીઓવાળા નાની નાની બાબતોમાં મચ્યા રહે છે. આવા મનુષ્યો ઘણી વખત પોતાનામાં ન હોય તેવું બતાવવાની અને પોતાની જાતની વધારે પડતી કિંમત અંકાવવાની ઉત્સુકતા ધરાવે છે.

ટુંકી આંગળીઓવાળા ઉતાવળીઆ સ્વભાવવાળા હોય છે. આવા મનુષ્યો ચપળ અને આવેશમય હોય છે, અને નાની બાબતોમાં વિચાર કરવાનું માંડીવાળી એકદમ દરેક બાબતોમાં સામાન્ય ખ્યાલ બાંધે છે. પોતાના નિશ્ચયોમાં તેઓ ઘણી વખત ઉતાવળા અને તેથી સત્યથી વેગળા હોય છે. બોલવામાં તેઓ ઘણી વખત સ્પષ્ટવકતા હોય છે અને જ્યારે ઉશ્કેરાયેલી સ્થિતિમાં હોય છે ત્યારે તેઓ હૃદયનાં દ્વાર ખોલી દે છે.

આંગળીઓ મૂળ આગળ જાડી હોય તો તેનો ધારણ કર-નાર સ્વાદિષ્ટ ખાવાવાળો, સ્વાર્થી અને ચોઝીલો હોય છે આંગળીઓ મૂળ આગળ પાતળી હોય તો સ્વાર્થપરાયણતાનો અભાવ અને ખાવાપીવામાં બેદરકારી હોય છે. આંગળીઓના મૂળ આગળનો વેઢો જો ખાડા પડતો હોય તો સ્વભાવ ભીરૂ અને શરમાળ હોય છે. જો આંગળીઓ જાડી તેમજ બેડોળ હોય છે તો સ્વભાવ વિલાસી, બુદ્ધિહીન, ક્રુર, અને સ્વાર્થી હોય છે આવા સ્વભાવમાં પશુસ્વભાવ બળવાન હોય છે.

હાથ ઉંચો કરતાં આંગળીઓ પ્રાયઃ સમાન રેષામાં જણાય તો એ હાથવાળો જરૂર વિજયી નિવડે છે આંગળીઓ અક્કડ અને અંદરના ભાગમાં એટલે હથેળી તરફ વળેલી રહેતી હોય અથવા કુદરતી રીતે વક્ર હોય તો તેવો મનુષ્ય ભાગ્યહીન થાય છે કારણ કે આવો મનુષ્ય અતિશય સાવધાન, અતિશય અતડો અને ઘણી વખત ભીરૂ હોય છે.

હાથને સ્વાભાવિક રીતે એટલે કોઇપણ પ્રકારના પ્રયાસ શિવાય હંમેશાં જે અવસ્થામાં રહેતો હોય તેવી સ્થિતિમાં મુકતાં જો ગુરૂની અને શનિની આંગળી વચ્ચે અવકાશ રહેતો હોય તો તે માણસ સ્વતંત્ર વિચારનો હોય છે, બીજી અને ત્રીજી આંગળી વચ્ચે અંતર રહેતું હોય તો સંયોગો મનુષ્યને અનુકુળ પ્રાપ્ત થાય છે. ત્રીજી અને ચોથી આંગળી વચ્ચે અંતર રહેતું હોય તો કર્મ સ્વાતંત્ર્ય વધારે પ્રાપ્ત થાય છે. અંગુઠાં અને પહેલી આંગળી વચ્ચેના અંતરથી માણસ ઉદાર, અતિઉદાર, કે કંજુસ છે તે કહી શકાય છે. નીચેની આકૃતિ ઉપરથી આ સ્પષ્ટ થશે.




સામાન્યતઃ જો બધી આંગળીઓ એક બીજાથી છુટી રહેતી હોય તો સ્વભાવ સ્વતંત્ર વિચાર પોષક હોય છે, અને જો આંગળીઓ એક બીજાથી બહુ નજીક રહેતી હોય તો તેવો મનુષ્ય રૂઢિચુસ્ત પ્રકૃતિ અને કંજુસ સ્વભાવવાળો હોય છે બધી આંગળીઓ પહેલી આંગળી તરફ ઢળતી હોય અને પહેલી આંગળી અગુઠાની બાજુ તરફ ઢળતી હોય તો પણ સ્વભાવ બહુ તીખો, મહત્વાંકાંક્ષી અને આપખુદ થાય છે.

## આંગળીઓના ઉપરના વાળ.

આંગળીઓના ત્રીજા વિભાગઉપર ઘણી વખત વાળ જોવામાં આવે છે. ખાસ કરીને પુરૂષ વર્ગમાં આ વિશેષ દ્રષ્ટિગોચર થાય છે. માનવ દેહમાં લોહતત્વ રહેલું હોય છે અને તે માનવમાં કર્મશકિત ( energy ) પ્રેરે છે. શરીરમાં રહેલી વિદ્યુત આ વાળ રૂપી દોરડાંમાંથી બ્હાર વહે છે અને તેથી જેના દેહમાં આ શ્યામતત્વ વધારે હોય છે તેના વાળ વિશેષ કાળા અને જેનામાં તે તત્વ ઓછું હોય છે તેના વાળ ઓછા કાળા હોય છે. પરિણામે આપણે અનુભવીએ છીએ કે કાળાવાળવાળા ધોળાવાળવાળા કરતાં વધારે જુસ્સાદાર અને કર્મપરાયણ રહે છે દરેક બાબતાં અપવાદ હોય છે તેમ આ નિયમને પણ અપવાદ હશે પણ તેથી સામાન્ય નિયમ મિથ્યા ઠરતો નથી.

(૧) પુરૂષના હાથ ઉપર વાળનો પુરો અભાવઃ–બાયલો સ્વભાવ, કેટલાંક બીજાં ચિહ્નો સાથે નપુંસકપણું

(૨) ઘણા કાળા પણ સુવાળા વાળઃ–ઘણો જુસ્સાદાર સ્વભાવ, ચીડીયો સ્વભાવ, ઘણો કર્મપરાયણ.

(૩) ઘણા કાળા જાડા વાળઃ–રૂક્ષ સ્વભાવ.

(૪) મધ્યમ કાળા વાળ (સુંવાળા):–સામાન્ય જુસ્સાવાળો સ્વભાવ. કર્મપરાયણતા.

(૫) આછા કાળા વાળઃ–વધતી નબળાઇ, ઓછી શક્તિ.

(૬) ધોળા પડતા વાળઃ–નબળું પાણી, સતત કર્મમાં રોકાવાની શક્તિનો અભાવ.

(૭) ધોળાઃ–અશક્ત પ્રકૃતિ, યુવાન માણસોમાં આવા વાળ હોય તો અત્યંત નબળાઇ સૂચવે છે.

(૮) લાલવાળઃ–લડાયક તીખો સ્વભાવ.

(૯) સુંવાળાવાળઃ–મૃદુ અને વિનયી પ્રકૃતિ.

(૧૦) બરછટ વાળઃ–બીજાની લાગણી પ્રતિ બેદરકારી.

સ્ત્રીઓના હાથની આંગળીઓ ઉપર જેટલા પ્રમાણમાં વાળ હોય તેટલા પ્રમાણમાં તેમાં પુરૂષ પ્રકૃતિ સૂચિત થાય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### નખ—વિચાર.

આંગળીઓનું નિરીક્ષણ કર્યા પછી હવે આપણે નખનો વિચાર કરવાનો છે. નખની આકૃતિ, રંગ, માપ, વિગેરે ઉપરથી આરોગ્ય અને પ્રકૃતિ જાણી શકાય છે. નખનું સામાન્ય માપ આંગળીના પ્રથમ વિભાગના અર્ધ જેટલું હોય છે. તેના કરતાં ઓછી કે વધારે લંબાઇ પ્રમાણે નખના હ્રસ્વ કે દીર્ઘ એવા

બે વિભાગ પાડવામાં આવે છે. તેમજ નખ પહોળા કે સાંકડા પણ હોય છે, એટલે નખના એકંદર ચાર પ્રકાર પડે છે (૧) દીર્ઘ, (૨) હ્રસ્વ (૩) પહોળા (૪) સાંકડા.




આકૃતિ. ૧

લાંબા નખવાળાઓનાં ફેફસાં નબળાં હોય છે, તેમજ તેઓ છાતીના દરદોને વધારે પાત્ર હોય છે. આવા નખો ટોચ ઉપરથી ગોળ અને છેવટે પણ ગોળાકાર હોઇ ઉપસેલા હોય છે તો ફેફસાંની નબળાઇ વધારે હોય છે. આવા નખોની સાથે નખનો રંગ ફીકકો કે ધોળાશ પડતો થતો હોય તો વધતી જતી અશક્તિ સૂચિત થાય છે, અને લોહીનું પરિભ્રમણ તેવા કેસમાં ખામી ભરેલું હોય છે. લાંબા નખ ટોચ ઉપર બહુજ પહોળા હોય અને વાદળી રંગના હોય તો જ્ઞાનતંતુઓની નબળાઇથી ઉત્પન્ન થતાં દરદો સૂચિત થાય છે. બીજો સામાન્ય નિયમ એવો છે કે લાંબા નખવાળો મનુષ્ય જો રોગને પાત્ર થાય તો હૃદયથી આરંભી માથા સુધીના ભાગમાં થતાં દરદોથી પીડાવાના સંભવને પાત્ર છે. જેવી રીતે નખ, રોગ સૂચવે છે તેવીજ રીતે તે પ્રકૃતિ પણ સૂચવે છે. લાંબા નખવાળા, મૃદુ સ્વભાવના ઓછા બોલા, ઓછા ટીકાખોર હોય છે. આસપાસના વાતાવરણની તેમના ઉપર જલદી અસર થાય છે. તેઓ આદર્શવાદી પણ હોય છે.

## ટુંકા નખ




આકૃતિ ૨

ટુંકા નખ આનુવંશિક હૃદયની નબળાઇ સૂચવે છે. કેટલાક ચિહ્નો સાથે તે ક્ષય રોગ પણ સચવે છે, પણ સારૂં આરોગ્ય સૂચવનારાં ચિહ્નો હાથમાં હોય તો આવા નખ કાંઇ ખાસ નબળાઇ બતાવતા નથી, છતાં

પણ આવા લોકો બીડી પીવાની વિગેરે હૃદયની નબળાઈ વધારનારી ટેવો ચાલુ રાખે તો તે તેમના માટે જોખમ ભરેલું છે. જો આવા નખનો અંત પાતળો અને પહોળો હોય અને તેમાં ધોળા ચંદ્રક ન હોય તો તે અચૂક હૃદયરોગ સૂચવે છે. જો નખ ટુંકા, સપાટ અને અંતમાં આંગળીઓના માંસાળ પ્રદેશમાં ખૂંપતા જણાતા હોય તો જ્ઞાનતંતૂઓનો બીગાડ સૂચિત થાય છે. ટુંકા નખ બહુજ સપાટ અને ટોચ આગળથી આંગળીનાં ટેરવાં આગળ ફરી વળતા હોય તો લકવો સૂચવે છે. જો આ સાથે આવા નખ ધોળા, પહોળા, અને બરડ લાગતા હોય તો રોગ વધારે વ્યાપી ગયેલો હોય છે. ટુંકા નખવાળા સ્વભાવિક રીતે ટીકા કરવાની પ્રકૃતિવાળા હોય છે. તેઓ કલ્પના કરતાં તર્કથી વધારે દોરાય છે. તેઓ વિવાદપ્રિય હોય છે અને છેવટ સુધી પોતાના અભિપ્રાયને વળગી રહેનારા હોય છે. જ્યારે નખ લંબાઇ કરતાં પહોળાઇમાં વિશેષ હોય છે ત્યારે સ્વભાવ ચીડીયો હોય છે અને તેવા મનુષ્યો બીજાના કામમાં વણનોતર્યા માથાં મારવાની વૃત્તિવાળા હોય છે. ઘણી વખત નખ ઉપર સ્વાભાવિક ધોળાં ટપકાં આવે છે. થોડો સમય રહી આ ટપકાં જતાં પણ રહે છે. આવાં ટપકાં જ્ઞાનતંતુઓની નબળાઇ અને આગામી માંદગી સૂચવે છે.

નખનો રંગ લાલ, અતિ લાલ, ગુલાબી, ધોળો અને ફીકકો હોય છે. લાલ નખો ક્રોધી પ્રકૃતિ સૂચવે છે. અતિલાલ નખવાળા ઘણા ક્રોધી અને ક્રૂર હોય છે. અન્યની લાગણીઓની તેઓ સુદ્દલ દરકાર કરતા નથી. ગુલાબી રંગ વાળા નખો સ્વચ્છ લોહી અને તંદુરસ્તી સૂચવે છે. તેમજ તેવા નખવાળાઓનો સ્વભાવ પણ આનંદી, આશાવાદી હોય છે. લોહીનું પરિભ્રમણ, નિયમિત અને જોઇએ તેવું હોય છે. જ્યારે નખનો

રંગ ધોળો થવા માંડે ત્યારે શરીરમાં વધતી અશક્તિ સૂચવે છે. લોહી બગડે છે તેમજ તેના પરિભ્રમણમાં પણ વિકૃતિ થાય છે. પીળા નખ કમળો સૂચવે છે.

ટુંકા નખવાળા સામાન્ય રીતે હૃદયથી નીચેના ભાગમાં પીડાય છે. લાંબા અને ગોળ ઉપસેલા નખ ફેફસાંની નબળાઇ સૂચવે છે. ટુંકા અને પહોળા નખ (Heart Disease) હૃદય-રોગ સૂચવે છે. ટુંકા પાતળા અને અંતમાં ચપટા નખ ( ચંદ્રક શિવાયના ) સક્રિય હૃદયરોગ સૂચવે છે.

નીચે આપેલી આકૃતિઓ ઉપરથી કેવા નખ કેવા રોગ સૂચવે છે તે વધુ સ્પષ્ટ થશે.



આકૃતિ ૧
ફેફસાંની નબળાઇ લાંબા ગોળ નખ





આકૃતિ ૨
લોહીના પરિભ્રમણમાં વિકાર અને હૃદયને લગતાં દરદો. ટુંકા પહોળા નખ ચંદ્રકવાળા અને ચંદ્રક વગરના





આકૃતિ ૩
પક્ષાઘાત સૂચક નખ, ટુંકા ચપટા નખ, અંતમાં ખૂણા પડતા અથવા ટોચ ઉપર ઉંચકાઇ જતા.




આકૃતિ ૪
ગળાનાં દરદો ફેફસાં અને ગળાનાં દરદો
ટુંકા ગોળ નખ.




આકૃતિ ૫
સ્પીનલ નબળાઇ
સાંકડા નખ.

મૃત્યુ સમયે નખ ઉપરના ચંદ્રક ધવલતાનો ત્યાગ કરી વાદળી અથવા શ્યામ રંગ ધારણ કરે છે અને આખો નખ પછીથી વાદળી અને શ્યામ રંગ ધારણ કરે છે.

---

## પ્રકરણ ૧૩ મું

---

### ગ્રહોનાં સ્થાન.

આંગળીઓ, નખ, તથા અંગુષ્ઠનો વિચાર કર્યા પછી અવલોકનકારની દૃષ્ટિ સહજ હથેળી ઉપર પડે છે. દરેક જોનારને માલમ પડશે કે તેની હથેળીમાં અમુક ભાગ ઉપસેલો અને અમુક ભાગ સપાટ હોય છે. ખાસ કરીને દરેક આંગળી નીચે, અંગુઠા નીચે અને અંગુઠાની સામી બાજુના હથેળીના ભાગમાં, હથેળીના મેદાનમાં, ઉંચાનીચા ટેકરા હોય છે તેને ઘણી વખત ગ્રહોના શૈલ કહેવામાં આવે છે. તે સ્થાનોને 'ગ્રહોનાં સ્થાન' નામ આપીએ તોપણ ચાલે. જ્યોતિષ શાસ્ત્રમાં જે ગ્રહો સ્વીકારેલા છે તેનાંજ નામ આ સ્થાનોને આપવામાં આવે છે. વાસ્તવીક રીતે આકાશી ગ્રહોને હથેળીમાં આવેલા અમુક અમુક સ્થાનો સાથે ખાસ સંબંધ છે એવું માનવું અકારણ નથી. માણસની જન્મકુંડલીમાં જે જે ગ્રહો સ્થાનબળી કે રાશિબળી હોય છે તે તે ગ્રહોનાં સ્થાન (હથેળીમાં આવેલાં) બળવાન એટલે ઉપસેલાં હોય છે અથવા તે તે ગ્રહોનાં સ્થાન ઉપર વિશિષ્ટ ચિહ્નો હોય છે. દરેક ગ્રહના સ્થાનમાં સામુદ્રિક શાસ્ત્રવેત્તાઓએ અમુક અમુક ગુણદોષનો સમુચ્ચય આરોપિત કરેલો છે.




આકૃતિ ૧

આકૃતિ ૧ માં દર્શાવેલાં સ્થાન ઉપસેલાં હોય તો તે તે ગ્રહોની અસરો જીવનમાં સ્પષ્ટ જોવામાં આવે છે. આ સ્થાનો જો વધારે પડતાં ઉપસેલાં હોય છે તો તે તે ગ્રહોના ગુણદોષનો અતિરેક થાય છે. જો તેઓ ઉપસેલાં ન હોય તો તે તે સ્થાનોમાં આરોપિત કરેલા ગુણદોષનો અભાવ હોય છે. હસ્ત સ્પર્શથી આ સ્થાનો કઠણ માલમ પડે તો તે ગુણદોષ જીવનમાં સમ્યગ્ વિકાસ પામેલા હોય છે તેવું અનુમાન બાંધવું. આ સ્થાન ઉપસેલાં હોય ખરાં પણ સ્પર્શમાં તદ્દન મૃદુ માલમ પડે તો તેવા મનુષ્યમાં તે તે ગ્રહોના ગુણદોષના અંકુરો અસ્તિત્વ ધરાવે છે પણ જીવનમાં તેવો મનુષ્ય તે તે ગુણદોષને પ્રકટ કરી શકતો નથી આવી રીતે મૃદુ અને કઠણ એવી બે કક્ષાઓ બાંધી હસ્ત પરીક્ષકે વચલી કક્ષાઓ પોતાની બુદ્ધિથી તારવી કહાડવાની છે. ગ્રહોના સ્થાન ઉપર આગળ બતાવવામાં આવશે તેવાં વિશિષ્ટ ચિન્હો–શુભ અથવા અશુભસૂચક જોવામાં આવે ત્યારે તે તે ગ્રહોના વિકાસથી સૂચિત થતા ગુણદોષો અત્યંત પ્રદીપ્ત બને છે. પશ્ચિમના જ્યોતિષ તેમજ સામુદ્રિક શાસ્ત્રમાં ગ્રહોની નીચે પ્રમાણે સંજ્ઞાઓ આપવામાં આવી છે, તેવી સંજ્ઞાઓનાં ચિન્હો પણ માનવહસ્તમાં જોવામાં આવે છે તેવું Comte C. de. Saint Germaine કહે છે.

| ગ્રહ | સંજ્ઞા | મંગળ | ♂ |
|---|---|---|---|
| સૂર્ય | ☉ | ગુરૂ | ♃ |
| ચંદ્ર | ☽ | શુક્ર | ♀ |
| બુધ | ☿ | શનિ | ♄ |

ગ્રહોના સ્થાન ઉપરનાં વિશિષ્ટ ચિન્હો તથા રેષાઓનું વિવેચન આગળ કરવામાં આવ્યું છે એટલે તેનો આ સ્થળે ઉલ્લેખ કર્યો નથી.

## ગુરૂનું સ્થાન.

પહેલી આંગળી નીચેના હથેળીના ભાગને ગુરૂના સ્થાનનું નામ આપવામાં આવ્યું છે. આ સ્થાન જો ઉપસેલું હોય તો મનુષ્ય મહત્વાકાંક્ષી, ધાર્મિક, ગર્વિષ્ઠ તેમજ સત્તાપ્રિય હોય છે હાથની આંગળીઓ જો ચોરસ હોય અને હાથ ચોરસ પ્રકારનો હોય તો આ લોકો રૂઢિચુસ્ત રહી પરંપરાથી પ્રાપ્ત થયેલી ધાર્મિક માન્યતાઓમાં મચ્યા રહે છે. આંગળીઓ જો ગોળ હોય છે તો ધાર્મિક માન્યતાઓની પ્રણાલિકાના વમળમાં ગુંચવાઇ ન રહેતાં ચોક્કસ આદર્શો પાળવા તરફ વળે છે. પ્રભૂની સ્થૂલ પુજા કરવા કરતાં આંતરિક ધાર્મિક ભાવ કેળવવા પ્રતિ તેમનું મન વળે છે. ક્લારસિક હસ્તમાં ગુરૂનું સ્થાન વિકાસ પામેલું હોય તો તેવા મનુષ્યો ભક્તિયોગની સાધના તરફ વળે છે. ગઠ્ઠાવાળા હસ્તમાં ગુરૂનું સ્થાન વિકાસ પામેલું હોય તો તેઓની વૃત્તિ જ્ઞાનયોગની સાધના તરફ વળે છે. હસ્તમાં ગુપ્ત જ્ઞાન સૂચક ચિન્હો હોય તો ગુરૂનું સ્થાન ઉપસેલું હોય તો મનુષ્ય યોગ–વિદ્યા તરફ વળે છે. આંગળીઓનાં ટેરવાં ચપટાં અને હાથ પહોળો (Spalutate) હોય તો ધાર્મિક વિષયમાં આવા માણસો અસ્થિર પ્રકૃતિના હોય છે અને જીવનમાં ક્રાંતિકારક વૃત્તિઓ દર્શાવે છે. ગુરૂ, શનિ, સૂર્ય, બુધ એટલા ગ્રહોમાં ગુરૂનું સ્થાન સૌથી વિશેષ ઉપસેલું હોય છે અને પ્રારબ્ધ રેષા શુભ સૂચવતી હોય તો એવા ચિહ્નવાળો મનુષ્ય અધિકાર પદ પામે છે. જો આ ગ્રહનું સ્થાન જીવન રેષા તરફ વધારે વિકાસ પામેલું હોય તો આવો માણસ

કુલાભિમાની વધારે હોય છે. બુદ્ધિ રેષા તરફ આ સ્થાનનો વિકાસ ખાસ જોવામાં આવતો હોય તો તેવા માણસને પોતાની બુદ્ધિનો ગર્વ હોય છે. હૃદય રેષા તરફ જો આ ગ્રહનું સ્થાન વિશેષ વિકાસ પામેલું હોય તો તેવા માણસો પોતાના પ્રેમ પાત્રનો અતિશય ઉંચ્ચો ખ્યાલ ધરાવે છે. બૃહસ્પતિનું સ્થાન મધ્યમાં વધારે વિકાસ પામેલું હોય તો મનુષ્યમાં આત્મશ્રદ્ધા વધારે હોય છે. જો આ ગ્રહનું સ્થાન વધારે ઉપસેલું હોય તો માણસ અતિશય સત્તાપ્રિય, ઘણોજ અભિમાની, આપખૂદ, અને જુલમી થાય છે. હાથમાં સંગીતશકિત, સૂચવનારાં ચિહ્ન હોય-અંગુષ્ઠ વિભાગમાં બતાવેલા ત્રીજા વિભાગના આરંભમાં અને અંતમાં સ્પષ્ટ ખૂણા પડતા હોય, અને સૂર્યની આંગળીનો ત્રીજો વિભાગ વિશેષ હોઇ સૂર્યનું સ્થાન ઉપસેલું હોય તો-ધાર્મિક ભાવવાળાં ગાન-ભજન-તરફ મનુષ્યની મનોવૃત્તિ વળે છે.

જો આ ગ્રહનું સ્થાન વિકાસ પામેલું ન હોય તો મનુષ્યમાં ઉપલા ગુણો વિકાસ પામતા નથી. આવાં મનુષ્યો જોખમદારી વહોરતાં સંકોચાય છે. તેઓ મહત્વાકાંક્ષી હોતા નથી અને તેમને પોતાની જાતમાં પણ વિશ્વાસ હોતો નથી. મનુષ્ય મહ-ત્વાકાંક્ષી પણ આત્મશ્રદ્ધાહિન હોય તો આ ગ્રહનું સ્થાન વિ-કાસ પામેલું હોય પણ મધ્યમાં ખાડા પડતું હોય અને બુદ્ધિ રેષા મનની અસ્થિરતા સૂચવતી હોય. જો આ સ્થાન ઠીક ઠીક પણ વિકાસ પામેલું હોય નહિ તો મનુષ્ય આ જીવનમાં વિજય મેળવી શકતો નથી.

## શનિનું સ્થાન

બીજી આંગળી નીચે શનિનું સ્થાન આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે આવેલું છે. આ સ્થાન ઉપસેલું હોય તો મનુષ્યની પ્રકૃતિ ગંભીર, ડહાપણવાળી, એકાંતપ્રિય, ઉદાસીન હોય છે

અને જીવનની ગહન બાજુ તરફ તેવા મનુષ્યનું મન વળે છે અને તે મનુષ્ય તત્વજ્ઞાનનો અભ્યાસ સારો કરી શકે છે. આવા માણસો ધીમા અને સંગીન કામ કરનારા હોય છે. જો હસ્તમાં સંગીત શક્તિનાં ચિહ્ન હોય તો આવો માણસ દીર્ઘાલાપી, ગાંભીર્ય, અને શોકની છાયાવાળાં ગાન તરફ આકર્ષાય છે. આ ગ્રહનું સ્થાન ઉપસેલું હોય તો મનુષ્ય ચિંતાતુર રહ્યા કરે છે અને એકલા રહેવાનું પસંદ કરે છે પણ દુન્યાદારીના વહીવટમાં ડહાપણથી વર્તે છે તેઓ ગંભીર પ્રકૃતિ રાખી શકે છે. શનિની સાથે સૂર્યનું સ્થાન પણ વિકાસ પામેલું હોય તો ચિત્ત-બ્હારથી ઉલ્લાસમય રહે છે પણ અંતરમાં ગમગીનીનું વાતા-વરણ રહ્યા કરે છે. આવા મનુષ્યો પોતાનું દુઃખ બ્હાર પ્રકટ ન કરતાં અંતરમાં દાબી રાખે છે અને બ્હારથી ઉલ્લાસમય ભાવ ધારણ કરી સામાન્ય અવલોકનકારને છેતરે છે. શનિનું સ્થાન હદ કરતાં વધારે વિકાસ પામેલું હોય તો સ્વભાવ ઘણોજ ઉદા-સીન, ચીડીયો, ક્રુર, સખ્ત, પ્રપંચી અને ધર્માંધ થાય છે. જો શનિનું સ્થાન ઉપસેલું ન હોય તો તેવા મનુષ્યો ગાંભીર્ય ધારણ કરી શકતા નથી, બે ફીકરા હોય છે અને હંમેશાં સમુ-દાયમાં ભળનારા હોય છે. આવા માણસો જીવનની ગહન બાજુ ઉપર દૃષ્ટિપાત્ કરી શકતા નથી. શનિનું સ્થાન બહુ વિકાસ પામેલું હોય અને બુદ્ધિરેષા ચંદ્રના સ્થાનમાં ઢળતી ચંદ્રના સ્થાનના મધ્ય બિન્દુની પેલેપાર ગઇ હોય તો મનુષ્યમાં કલ્પના શક્તિ ધાર્મિક બાબતોમાં એકતરફી કામ કરે છે. આવા મનુષ્યો પોતે જે માન્યતા સ્વીકારી હોય અથવા કલ્પનાના બળથી રચી હોય તે માન્યતામાંજ ધર્મનું સર્વસ્વ સમાયું છે એવું માનતા થઇ જાય છે.

હથેળીના ગ્રહોના સ્થાનોમાં શનિનું સ્થાન બધા ગ્રહોના સ્થાન કરતાં વધારે વિકાસ પામેલું હોય તો તેના જીવનમાં

શનિની છાયા વધારે તરવરતી હોય છે એટલે તેવો માણસ ધીમો, ખંતીલો, કરકસરીઓ, ડહાપણવાળો, ઉદાસીન, ગંભીર, અને ચિંતાથી વ્યાકુલ હોય છે.

## સૂર્યનું સ્થાન.

આકૃતિ નં. ૧ માં દર્શાવ્યા પ્રમાણે ત્રીજી આંગળી નીચે સુર્યનું સ્થાન આવેલું છે. આ ગ્રહનું સ્થાન જો ઉપસેલું હોય તો સ્વભાવ વિલાસી, સૌંદર્યપ્રિય, અને ઉમદા વિચારોનો પોષનારો હોય છે. આવો મનુષ્ય દેખાવમાં અભિમાની જણાય છે, અને ખરચાળ થાય છે. આંગળીઓની પાછલી બાજુ જોતાં બીજો વિભાગ–ખાસ કરીને સુર્યની આંગળીનો–પ્રમાણમાં વધારે લાંબો હોય તો આવા મનુષ્યની સૌંદર્યપિપાસા માનસિક–ક્ષેત્રમાં વ્યક્ત થાય છે. આવા મનુષ્યો સુંદર પુસ્તકો, નાટકો વગેરેના વાંચનના શોખીન હોય છે બુદ્ધિરેષા આ સાથે ચંદ્ર તરફ ઢળતી હોય તો કલ્પનાઓના ક્ષેત્રમાં વિજયી નીવડી કાવ્યો વિગેરે લખી શકે છે. આગળીઓનો ત્રીજો વિભાગ જો પ્રમાણમાં વધારે દીર્ઘ હોય તો આવા માણસો સ્થૂલ સૌંદર્ય તરફ આકર્ષાય છે. તેઓ શારીરિક ટાપટીપ, ખાવાપીવાની સ્વચ્છતા, સંગીત, ચિત્રકામ અને દેહસૌંદર્ય તરફ આકર્ષાય છે. સુર્યનું સ્થાન જેનું વિકાસ પામેલું હોય છે તેઓ વિલાસી વિચારોને પોષે છે પણ તેમના ખ્યાલો ઉમદા વિચારોથી ભરેલા હોવાથી સંકલ્પબળ સામાન્યતઃ સારૂં ધરાવતા હોય તો અનીતિના પંકમાં પડતા નથી. સૂર્યનું સ્થાન વિચાર–સૌંદર્યનો પ્રેમ આપે છે. જો ઉપસેલા સૂર્યના સ્થાન સાથે આંગળીઓનાં ટેરવાં પણ ગોળ હોય તો આવા મનુષ્યો ચોક્કસ આદર્શો પ્રમાણે જીવનને ઘડવા પ્રયત્નશીલ થાય છે અને અનુકુળ સંયોગો મળતાં ઘણું ઉમદા જીવન ગાળવા ભાગ્યશાળી થાય છે. જો ત્રીજી આંગળી ચોરસ હોય તો આવા

માણસો પોતાના કળાપ્રેમને કળાસર્જનમાં સફળ કરી જાણે છે. જો સૂર્યનું સ્થાન વધારે પડતો વિકાસ પામેલું હોય તો મનુષ્ય ઘણોજ અભિમાની, કોઇપણ રીતે પ્રકાશમાં આવવાની વૃતિ-વાળો, ઘણોજ ખર્ચાળ, બડાઇખોર અને તુમાખી હોય છે. સૂર્ય અને બૃહસ્પતિનાં સ્થાન હસ્તમાં બરાબર વિકાસ પામેલાં હોય તો માણસ સત્તા અને વિજય બંને પ્રાપ્ત કરી ઘણોજ યશસ્વી નીવડે છે.

## બુધનું સ્થાન.

આ ગ્રહનું સ્થાન ટચલી આંગળી નીચે છે. આ ગ્રહનું સ્થાન વિકાસ પામેલું હોય છે તો વૃત્તિ ઘણી ચંચળ અને બુદ્ધિ ચપળ થાય છે. આવા માણસને સ્થાન અને વ્યવસાય બદલવાં ઘણાં ગમે છે. સૂર્ય, ગુરૂ અને શનિનાં સ્થાન વિકાસ પામેલાં હોય છે તો આ ગ્રહનું વિકાસ પામેલું સ્થાન સારૂં ફળ આપનારૂં નીવડે છે કારણ કે તેવા સંજોગોમાં બુદ્ધિ ચાપલ્યને સક્રિય થવાને યોગ્ય ક્ષેત્ર મળે છે. જો ઉપલા ગ્રહોનાં સ્થાન ઉપસેલાં હોતાં નથી તો એકલા બુધવાળો મનુષ્ય સ્વચ્છંદી અને ભટકેલ નીવડે છે તેવો મનુષ્ય બહુ બહુ તો અનુકરણ કરી જાણે છે. ગુરૂના સ્થાન સાથે બુધનું સ્થાન પણ વિકાસ પામેલું હોય એટલે ગુરૂ, શનિ, સૂર્ય, બુધનાં સ્થાન પૈકી આ બે સ્થાનો ઉપ-સેલાં હોય તો મનુષ્ય સારો વેપારી નીવડે છે. આ સાથે બુધ ઉપર સીધી રેષાઓ હોય તો મનુષ્ય સારો ડૉકટર કે વૈદ્ય બને છે. બુધના અને શનિનાં સ્થાન વધારે પડતાં વિકાસ પામેલાં હોય તો મનુષ્ય સૂક્ષ્મ વિવેચક અને તત્વજ્ઞ થાય છે જો બુધ અને સૂર્યનાં સ્થાન વધારે પડતાં વિકાસ પામેલાં હોય તો મનુષ્ય નવલકથાકાર કે લેખક થાય છે. ઉપલા ગ્રહો વિકાસ પામેલા ન હોય અને બુધ અને ચંદ્રનાં સ્થાનો અથવ બુધ શુક્રનાં સ્થાનો

વધારે પડતાં વિકાસ પામેલાં હોય તો મનુષ્ય અભિનયકળામાં નિષ્ણાત નીવડે છે. બુધનું સ્થાન હદ કરતાં વધારે ઉપસેલું હોય તો પ્રકૃતિ એટલી ચંચળ થાય છે કે તેવો માણસ કાંઇ સંગીન કામ કરી શકતો નથી. બુધનું સ્થાન જો વિકાસ પામેલું ન હોય તો પ્રકૃતિ જડ થાય છે. બધા ગ્રહોના ગુણદોષને ગતિ આપનારૂં આ ગ્રહનું સ્થાન છે એટલે બુધનું સ્થાન જો વિકાસ પામેલું ન હોય તો મનુષ્યમાં બુદ્ધિ હોય છતાં જીવનમાં સાફલ્ય પ્રગટ કરવા બુદ્ધિ જોઇએ તે પ્રમાણમાં સક્રિય થઇ શકતી નથી. દરેક વિજયી મનુષ્યના હાથમાં બુધનું સ્થાન સામાન્ય રીતે ઉપસેલું હોય છે.

## મંગળનાં સ્થાન.

આ શાસ્ત્રમાં હથેળીમાં મંગળને બે સ્થાન આપવામાં આવ્યાં છે. આકૃતિ ૧ માં દર્શાવ્યા પ્રમાણે મંગળ અનું સ્થાન જીવનરેષાની અંદર બૃહસ્પતિના સ્થાનની નીચે અને શુક્રના સ્થાનની ઉપર આવેલું છે અને બીજું મંગળ બનું સ્થાન મંગળ અના સ્થાનના સામે બુધના અને ચંદ્રના સ્થાનની વચ્ચે આવેલું છે.

મંગળ અનું સ્થાન શારીરિક વિરોધ અને મંગળ બનું સ્થાન માનસિક વિરોધ સૂચવે છે.

મંગળ અનું સ્થાન જો વધારે ઉપસેલું હોય તો તે માણસ વધારે લડાયક વૃત્તિવાળો હોય છે અને જો આ સ્થાન ઉપર પરસ્પર છેદની રેષાઓ હોય અથવા Xનું ચિહ્ન હોય તો તેવા માણસને શત્રુઓથી પ્રબળ વિરોધ પ્રાપ્ત થાય છે, અને જો હસ્તમાં મંગળ વધારે પડતો વિકાસ પામેલો હોય તો આવો માણસ સ્વયં મારફાડ કરે છે તેમજ તેનું પ્રતિફળ પામી પોતે દુઃખી થાય છે. આ સ્થાનનો વિસ્તાર જીવનરેષાને ઓળંગી

આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે મંગળના મેદાનમાં પ્રવેશ કરે છે જ્યારે મનુષ્ય વ્યવહારિક જીવનમાં પણ લડવાડિયો નીકળે છે અને પોતાના ધંધામાં આસપાસના માણસો સાથે આથડી પડે છે. તેની ઇંદ્રિયો ઘણીજ ઉત્તેજીત રહે છે અને તે સંયમ રાખી શકતો નથી. જો આ સ્થાન ઉપસેલું ન હોય તો માણસ બીકણ બને છે.

મંગળ વનું સ્થાન જો હથેલીમાં ઉપસેલું હોય તો માણસ માનસિક વિરોધ કરે છે. આવો માણસ શરીરથી સામો ન થાય પણ પોતે સ્વીકારેલા મંતવ્યને ચીવટથી વળગી રહી માનસિક વિરોધ કર્યા કરે છે. આ સાથે જો તેવા માણસનો અંગુઠો દૃઢ હોય તો તેને તેના મંતવ્યથી ભ્રષ્ટ કરવો ઘણું મુશ્કેલ કામ થઇ પડે છે. આવો માણસ દુરાગ્રહી પણ હોય છે. પોતાના મંતવ્ય માટે ગમે તેટલું સહન કરવાની વૃત્તિ અને શક્તિ ધરાવે છે. આવા માણસોને બાલ્યાવસ્થામાં રીસાવાની ટેવ હોય છે જે પુખ્ત ઉમરમાં માનસિક વિરોધનું રૂપ ધારણ કરે છે. મંગળ અ અને મંગળ વનાં સ્થાન બંને ઉપસેલાં હોય અને મંગળ વનું સ્થાન મંગળ અના સ્થાન કરતાં વધારે વિકાસ પામેલું હોય તો તેવો મનુષ્ય વિરોધનો ઉકેલ સમાધાનથી લાવવાની વૃત્તિ ધરાવે છે. જો હાથમાં બીજાં ચિહ્ન અનુકૂળ હોય તો આ માણસો હીપ્નોટીઝમની શક્તિ કેળવી શકે છે. મંગળ (અ)ના સ્થાન ઉપર આડી રેખાઓ શત્રુઓ સૂચવે છે.

## ચંદ્રનું સ્થાન.

ચંદ્રનું સ્થાન આકૃતિ ૧ માં દર્શાવ્યા પ્રમાણે મંગળ દના સ્થાનથી મણિબંધ સુધી આવેલું છે. ચંદ્ર લાગણીઓ ઉપર અધિકાર ભોગવે છે એટલે જો હસ્તમાં ચંદ્રનું સ્થાન વિકાસ

પામેલું હોય તો તે માણસ લાગણીઓના વિવિધ તરંગોને વશ થાય છે. જો આ સ્થાન ઉપસેલું હોય પણ સ્પર્શથી મૃદુ માલમ પડતું હોય તો તેવા માણસના મન ઉપર લાગણીઓની અસર લાંબો વખત ટકતી નથી. આવા માણસના મનને ક્રોધની, દયાની, પ્રેમની વિગેરે લાગણીઓ થોડો વખત અસર કરે છે જ્યારે આ સ્થાન ઉપસેલું તથા સ્પર્શમાં સખ્ત હોય છે ત્યારે મનુષ્યના મન ઉપર લાગણીઓની ગાઢ અસર થાય છે. ચંદ્રના સ્થાનનો વિકાસ હથેળીના મૂળ તરફ ખાસ જણાઇ આવતો હોય તો તેવા માણસમાં ત્યાગવૃત્તિ રહેલી હોય છે. બુદ્ધિરેષા ચંદ્રના સ્થાન તરફ ઢળતી હોય અને ચંદ્રનું સ્થાન ઉપસેલું હોય ત્યારે કલ્પનાને વધારે જોસ મળે છે. આવા મનુષ્યો કલ્પનાના ક્ષેત્રમાં સ્વચ્છંદે વિહાર કરી શકે છે. ચંદ્ર સૌંદર્ય પ્રેમ પણ આપે છે પણ તે સૌંદર્ય પ્રેમ લાગણીઓને ઉત્તેજીત કરનાર પ્રકૃતિના રંગ ઉપર રચાયેલો હોય છે. સૃષ્ટિસૌંદર્ય પ્રેમ ( Love of Natural Scenery ) ચંદ્રના આધિપત્યમાં આવે છે. ચંદ્રનું સ્થાન જો વધારે પડતું ઉપસેલું હોય તો સ્વભાવ અતિશય ચંચળ, મન ઘણું નિર્બળ અને પ્યારની બાબતમાં પરિવર્તનશીલ હોય છે આવા માણસની લાગણીઓ એક પ્રેમ-પાત્રથી સંતોષ પામતી નથી. જો ચંદ્રનું સ્થાન વિકાસ પામેલું ન હોય તો પ્રકૃતિ કલ્પનાહીન, લાગણીહીન અને સખ્ત હોય છે. ચંદ્રનાં અને શુક્રનાં સ્થાન એક બીજામાં ભળી જતાં હોય તો મનુષ્યની લાગણીઓ ઉત્તેજીત થઇ સંયમમાં રહી શકતી નથી. ચંદ્રના સ્થાનનો વિસ્તાર મંગળના મેદાનમાં પ્રવેશ કરતો હોય તો મનુષ્ય પોતાના વ્યવસાયમાં અસ્થિરતા અને તરંગીપણું વ્યક્ત કરે છે.

### શુક્રનું સ્થાન.

શુક્રનું સ્થાન આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે અંગુઠાની

આગળ જીવન રેખાની અંદર સમાયેલું છે. આ સ્થાન પ્યાર સૂચવે છે. ગૌણપક્ષે માર્દવ અને સહૃદયતા પણ તે સૂચવે છે. સામાન્યતઃ આ સ્થાનની અસર રસવૃત્તિ પર વધારે થાય છે. દરેક પુરૂષ અથવા સ્ત્રીમાં આ સ્થાન વિકાસ પામેલું હોય છે. જ્યારે વચના પ્રમાણમાં આ સ્થાન વધારે ઉપસેલું હોય ત્યારે ઉદ્દામ કામુકતા સૂચિત થાય છે. જ્યારે આ સ્થાન વિકાસ પામેલું ઓછું હોય ત્યારે કામુકતા ઓછી હોય છે. જો આ-સ્થાન વિકાસ પામેલું હોય પણ સ્પર્શ કરતાં વધારે પોચું માલમ પડતું હોય તો તેવા મનુષ્યમાં વિલાસની ઉત્કટ ઇચ્છા હોય છે પણ તે ઇચ્છાને સંતોષવાના સામર્થ્યની ન્યૂનતા હોય છે. જેવી રીતે સૂર્યનું સ્થાન કળા-સૌંદર્ય પ્રેમ સૂચવે છે, ચંદ્રનું સ્થાન પ્રકૃતિ-સૌંદર્ય પ્રેમ સૂચવે છે તેવી રીતે આ સ્થાન દેહ-સૌંદર્ય પ્રેમ સૂચવે છે. હસ્તમાં સંગીતપ્રેમ અથવા સંગીતશકિત સૂચવનારાં ચિહ્ન હોય તો તેવો માણસ હૃદયમાં તનમનાટ કરનારાં ટૂંકાં શૃંગાર રસનાં ગાન તરફ આકર્ષાય છે.

જો હથેળીમાં ગુરૂ, શનિ, સૂર્ય, બુધ, મંગળ ૠ અને મંગળ ત્રને એક આડી રેખાથી ચંદ્ર તથા શુક્રથી જુદા પાડીએ તો હથેળીના બે વિભાગ પડે છે. પહેલા વિભાગમાં બધા માન-સિક શકિત સૂચક ગ્રહોનાં સ્થાન આવેલાં છે અને નીચલા વિભાગમાં કેવળ લાગણીઓ બતાવનારા ગ્રહોનાં સ્થાન આવ્યાં છે. વાસ્તવીક હાથમાં આ પ્રમાણ સચવાતું નથી. પહેલો વિભાગ બીજા વિભાગ કરતાં વધારે હોય તો મનુષ્ય માનસિક જીવન વધારે ગાળે છે અને નીચલો વિભાગ વધારે હોય તો મનુષ્ય વાસનામય જીવન-પશુજીવન વધારે ગાળે છે. (જુઓ આકૃતિ ૨).




આકૃતિ. ૨

ગ્રહોનું વિવરણ અત્ર પુરૂં થાય છે. દરેક ગ્રહનું સ્થાન સામાન્યતઃ તે તે ગ્રહની આંગળી નીચે વિકાસ પામેલું હોય છે; પણ ન સ્થાન ભ્રષ્ટ થઇ પાસેના બીજા ગ્રહના સ્થાન તરફ ઢળેલું હોય તો તે બંને ગ્રહોના ગુણદોષનું મિશ્રણ જીવનમાં વ્યકત થાય છે.

ગ્રહોના સ્થાનના ઉંચાઇ તે તે ગ્રહોના ગુણદોષનું અસ્તિત્વ સૂચવે છે અને તેનું કાઠિન્ય જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં આ ગુણદોષ જીવનમાં વ્યકત થાય છે.

---

## પ્રકરણ ૧૨ મું

### હથેળી-વિચાર.

આંગળીઓ, અંગુષ્ઠ, નખ વિગેરેનું નિરીક્ષણ કર્યા પછી હથેળીના તળનો વિચાર કરવાનો રહે છે. હથેળીનો રંગ પણ વિવિધ પ્રકારનો હોય છે. ખાસ કરીને હથેળીનો રંગ સમજણી ઉમર થયા પછી વધારે ચોક્કસ થાય છે.

હથેળીના રંગના નીચે પ્રમાણે ચાર મુખ્ય વિભાગ પાડી શકાય છે.

(૧) ફીકકો અને શ્વેત

(૨) પીળાશ પડતો.

(૩) ગુલાબી.

(૪) અતિરક્ત.

મનુષ્યનો વર્ણ દેશ અને આબોહવા અનુસાર ગૌર, ઘઉં વર્ણો, પીત કે શ્યામ હોઇ શકે છતાં પણ ઉપર લખેલા રંગની છાયા હથેળીમાં સ્પષ્ટ જોઇ શકાય છે.

ફીક્કા રંગની હથેળીવાળો મનુષ્ય ઘણોજ સ્વાર્થી, અભિમાની, અને સખ્ત દિલનો હોય છે. તેવો માણસ હંમેશાં પોતાનાજ વિચારો કર્યા કરે છે. પારકા દુઃખની તેના ઉપર મુદ્દલ અસર થતી નથી.

પીળા રંગવાળી હથેળીવાળા, માણસો ગમગીન રહ્યા કરે છે. તેમના મન ઉપર ચિંતાનાં વાદળાં ભમ્યા કરે છે.

ગુલાબી રંગવાળી હથેળીવાળા, આશાવાદી, આનંદી અને ઉત્સાહી હોય છે. પ્રાસંગિક ચિંતાઓના વાદળાંને તેઓ વિખેરી નાંખે છે અને ઉલ્લાસમય જીવન ગાળવા પ્રયત્નશીલ થાય છે.

અતિરક્ત હથેળીવાળા ઘણાજ વિષયી, ઉત્સાહી, તીવ્ર લાગણીઓવાળા અને જલદ સ્વભાવવાળા હોય છે.

સ્પર્શ કરતાં જેની હથેળી સખ્ત માલમ પડતી હોય તેવા માણસો ઘણીજ કાર્ય શકિત ધરાવે છે. તેમનામાં સ્થૂલ કાર્ય કરવાની શક્તિ વિશેષ હોય છે. મૃદુ હથેળીવાળા શાંત પ્રકૃતિવાળા અને સરળ જીવન ગાળવાની વૃત્તિવાળા હોય છે. બહુજ પોચી અને સુંવાળી હથેળી પ્રમાદી સ્વભાવ સૂચવે છે.

આસપાસના ગ્રહોના સ્થાનના લીધે નહિ પણ નૈસર્ગિક રીતે હથેળીમાં ગર્ત જોવામાં આવે છે. જે સ્થળે ગર્ત હોય ત્યાં હથેળીની સપાટી ઉપર અને હથેળીની પાછલી બાજુએ અંગુઠો તથા આંગળી મૂકવાથી બન્ને ( અંગુઠો તથા આંગળી ) પાસે

પાસે હોય તેમ લાગે છે. ગર્ત પારખવાની આ એક નિશાની છે. આજુબાજુના ગ્રહોના સ્થાનના વિકાસના લીધે વચમાં ગર્ત દેખાય તેને ગર્ત ગણવાનો નથી. ગર્ત જે રેખા નીચે જણાય તેને રેષાનું ફળ ઘણું મંદ થાય છે. લેખકે એક ગૃહસ્થની હસ્તમાં જીવન રેષા નીચે આવો ગર્ત જોયો હતો અને તે માણસ ઘણીજ નાજુક તબીયત ધરાવતો હતો. જીવનરેષા ઉપર નબળાઇ સૂચવનારૂં બીજું કોઇ ચિહ્ન હતું નહિ. આવી રીતે સૂર્ય રેષા નીચે ગર્ત હોય તો તે સૂર્ય રેષાનું શુભ ફળ ઘણુંજ ન્યૂન કરી દે છે.



# દ્વિતીય–વિભાગ

## હસ્તરેષા વિચાર

### પ્રકરણ ૧ લું.

### રેષાઓ વિસે સામાન્ય વિવેચન

રેષાઓનું વિવેચન કરતાં પહેલા એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે રેષાઓમાં પરિવર્તન થયા કરે છે. મુખ્ય રેષાઓમાં પરિવર્તન ઘણું ઓછું જોવામાં આવે છે પણ ગૌણ રેષાઓમાં પરિવર્તન થતું ખાસ જોવામાં આવ્યું છે. હસ્ત પરીક્ષકે આ પરિવર્તન ખાસ ધ્યાનમાં લેવાનું છે કારણ કે તેના ઉપર ભાવિનું મંડાણ થાય છે રેષા પરિવર્તન શિવાય તારક, ચોકડી, ત્રીકોણ વિગેરે ચિહ્નો પણ હથેળીમાં ઉદય અને અસ્ત પામે છે, એટલે તેમનો ઉદય અથવા અસ્ત પણ હસ્ત જોતાં ધ્યાનમાં લેવાનાં છે. દાખલા તરીકે કોઇનો હસ્ત જોતાં ગુરૂના સ્થાન ઉપર તારક અથવા ત્રીકોણ ચિહ્ન થતું જોવામાં આવે છે. એટલે સ્પષ્ટ તારક કે સ્પષ્ટ ત્રીકોણ ન હોય પણ હથેળીનો તે ભાગ દબાવવાથી તેને ચિહ્નની રેષાઓ વિકાસ પામતી લાગતી હોય અને હસ્તની બીજી રેષાઓ, શુભ ફળ સૂચવતી હોય તો ચોક્કસ કહી શકાય કે જ્યારે આ ત્રીકોણ કે તારક સ્પષ્ટ થશે ત્યારે ચોક્કસ ઘણું સારૂં ફળ આપશે. સાથે સાથે પ્રારબ્ધ રેષા ઉપર શુભ સૂચક ચિહ્ન હોય તો 'કાલ નિર્ણય'ના પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે પ્રારબ્ધ રેષાના જે વર્ષ ઉપર આ શુભ ચિહ્ન બનતું હોય તે વર્ષના અરસામાં આગળ દર્શાવેલું ત્રીકોણ કે તારકનું ચિહ્ન સ્પષ્ટ થશે અને ચોક્કસ ઉત્તમ ફળ આપશે, એવું અનુમાન સંકોચ વિના બાંધી શકાય.

વામ કે દક્ષિણ હસ્ત જોવો તે પણ વિચારવા જેવું છે. વામહસ્ત આનુવંશિક સંસ્કાર સૂચવે છે પણ તેનો વર્તમાન કે ભાવિ વિકાસ દક્ષિણ હસ્તમાંથી જાણી શકાય છે. એટલે ભવિષ્યના વિકાસ અને પ્રસંગો માટે દક્ષિણ હસ્ત ઉપર આધાર રાખવાનો છે. સમાન્ય અવલોકન કરનારને પણ એક જ માણુસના બન્ને હાથની રેષાઓમાં મહત્વનો ભેદ જોવામાં આવે છે. આના ખુલાસામાં કેટલાક હસ્તપરીક્ષકો વામહસ્તમાં માનસિક જીવન અને દક્ષિણ હસ્તમાં સ્થૂલ જીવન મૂકે છે. બન્ને હાથની રેષાઓમાં મહત્વના ભેદ નાના બબ્બે વરસના બાળકોમાં પણ જોવામાં આવે છે એટલે ઉપલો ખુલાસો સયુક્તિક લાગતો નથી; કારણકે એ વરસનાં બાળકો એવી વિચાર કરવાની શક્તિ ધરાવતાં નથી કે બન્ને હાથની રેષાઓમાં પરિવર્તન પડે, એટલે આ ભેદનું કારણ કોઇક વધારે ગૂઢ હોવું જોઇએ. વામહસ્તના ગ્રહોનાં સ્થાન કરતાં દક્ષિણ હસ્તનાં ગ્રહોનાં સ્થાન વધારે વિકાસ પામતાં કે ઓછાં થતાં જણાય છે. આ ઉપરથી વામ હસ્તના ગ્રહોના સ્થાન ઉપરથી સૂચિત થતી મનોવૃત્તિઓનું મંડાણ ચાલુ પાર્થિવ જીવન પહેલાંનું હોય તેમ જણાય છે. તદનુસાર વામહસ્તની રેષામાં પણ ચાલુ પાર્થિવ જીવન પહેલાંનું પાર્થિવ જીવન સૂચવતી હોય તો તે બનવા જોગ છે.

જો કોઇ માણસ ઘણું ખરૂં વામ હસ્તે કામ કરતો હોય અને વામ હસ્તે લખતો હોય તો તેના વામ હસ્ત ઉપરથી તેનું વર્તમાન અને ભાવિ જોઇ શકાય છે.

પુરૂષ અને સ્ત્રીઓના હાથ જોવામાં પણ મતભેદ જોવામાં આવે છે. કેટલાક લોકો સ્ત્રીઓના કેવળ વામ હસ્ત તપાસવાનું કહે છે- ખાસ કરીને હિંદના સામુદ્રિક શાસ્ત્રીઓ વામ હસ્ત વામાંગનાઓ માટે ઠરાવે છે. લેખકના અનુભવમાં વર્તમાન અને ભાવિ દક્ષિણ હસ્તમાં જોવામાં આવ્યાના દાખલા મળ્યા છે

એટલે લેખકનો અભિપ્રાય સ્ત્રીઓની બાબતમાં પણ ઉપર બતાવેલા–વામ અને દક્ષિણ હસ્તના–સિદ્ધાંતને અનુસરે છે. સ્ત્રીઓને હિંદુશાસ્ત્રોમાં વામાંગ કહેલું છે તે વિચાર ઉપર સ્ત્રીઓનો વામ હસ્ત જોવો એવી માન્યતા રચાયેલી હોય તેવું અનુમાન થાય છે.

હવેના પ્રકરણમાં રેષાઓનું વિવેચન આપેલું છે. કોઈ પણ એક અશુભ ચિહ્‌ન ઉપરથી ચોકકસ અશુભ થશે એવુ અનુમાન બાંધવું નહિ પણ હસ્તમાં તેવાં અશુભ ચિહ્‌નનું સમર્થન કરનારાં બીજાં ચિહ્‌ન હોય તો તે પણ જોવાં અને પછી નિર્ણય બાંધવો.

નીચલી આકૃતિમાં મુખ્ય તથા ગૌણ રેષાઓ બતાવવામાં



આકૃતિ ૧

આવી છે. આ રેષાઓમાંથી ઉર્ધ્વગામિની અને અધોગામિની ઉપરેષાઓ નીકળે છે તેમજ ગ્રહોના સ્થાનો ઉપર પણ ઉભી કે આડી રેષાઓ જોવામાં આવે છે. આવી નિશ્ચિત રેષાઓ શિવાય બીજી આડી અવળી રેષાઓ–અનિશ્ચિત રેષાઓ અતિ અસ્થિર અને લાગણીમય સ્વભાવ સૂચવે છે.

अ–ब જીવન રેષા The Life Line.
क–ड બુદ્ધિ રેષા The Head Line.
ग–घ હૃદય રેષા The Heart Line.
च–छ પ્રારબ્ધ રેષા–કર્મ રેષા The Fate Line.
ज–झ વિજય રેષા The Sun Line.
ल–व શુક્રમેખલા The Girdle of Venus.
ट–ठ શનિ કંકણ The Ring of Saturn.
म લગ્ન રેષા The Marreage Line.
त–थ સ્વાસ્થ્ય રેષા The Health Line.
द–ध વ્યસન રેષા Via Lasciva.
प–फ આત્મસ્ફુરણ રેષા The Line of Intution.
न–र મંગળ રેષા The Mars Line.
ङ મણિબંધ રેષાઓ The Bracelets.

---

## પ્રકરણ ૨ જું.

---

### જીવન રેષા.

આ રેષા ઉપરથી શારીરિક સ્વાસ્થ્ય, સ્થૂલ જીવનની મર્યાદા, ગૃહજીવન, વિગેરે સૂચિત થાય છે. તેથી આ રેષાને 'જીવન રેષા, નામ આપવામાં આવ્યું છે. આ રેષા (પ્ર ૧ માં अ ब રેષા) દરેક પુરૂષ અથવા સ્ત્રીના હાથમાં આવે છે આ રેષા નાના

બાળકોના હાથમાં પણ જોવામાં આવે છે. હીંદના સામુદ્રિક શાસ્ત્રમાં ગઃ ઘ રેષાને ' આયુષ્ય-રેષા ' નામ આપવામાં આવ્યું છે અને આયુષ્ય વિગેરે તેના ઉપરથી જોવામાં આવે છે. પશ્ચિમના શાસ્ત્રમાં अ–व રેષાને જીવન રેષા અને ग–घ રેષાને હૃદયરેષા કહેવામાં આવે છે. સામાન્યતઃ હૃદય અને જીવન સાથેજ અસ્ત પામે છે એટલે તે બન્ને રેષાઓને નિકટનો સંબંધ છે. સામાન્યતઃ કોઇ પણ હાથમાં अ–व, क–ख અને ग–घ રેષાઓ હોય છે જ પણ કેટલાક હાથમાં ग–घ રેષાઓ જોવામાં આવી નથી પણ ઉપલી રેષાઓને બદલે કેવળ બે રેષાઓ જોવામાં આવી છે. अ–व રેષા હાથમાં ન હોય તેવો કેસ જોવામાં આવ્યો નથી. આયુષ્ય વિગેરે જીવનને લગતી વિગતો अ-व રેષા ઉપરથી સૂચિત થાય છે તે વધારે બુદ્ધિ યુક્ત લાગે છે.

સામાન્ય અવલોકન કરનારને પણ ઉપલક દ્રષ્ટિથી માલમ પડશે કે રેષાઓ રંગમાં જવલંત કે ઝાંખી હોય છે, અને હાથમાં બીજી રેષાઓના પ્રમાણમાં કોઇ પણ મુખ્ય રેષા ઝાંખી હોય તો તે રેષાથી સૂચિત થતું ફળ ન્યૂન હોય છે. જો બુદ્ધિ રેષા અને હૃદય રેષાનો રંગ જવલંત હોય તો અને જીવન રેષા ઝાંખી હોય તો તે માણસમાં જીવનબળ ( Vitality ) ઘણું ન્યૂન હોય છે. જીવન રેષા અમુક સ્થળે જવલંત અને અમુક સ્થળે ઝાંખી હોય તો જે જે સ્થળે જીવન રેષા ઝાંખી થતી હોય તો તે તે વર્ષે માણસનું સ્વાસ્થ્ય બગડે છે. અને તે વિકાર કોઇ ખાસ દેખાઇ આવતા રોગથી નહિ પણ જીવન શક્તિની ક્રમિક ઉણપથી થયો છે તેવું માનવાને સબળ કારણ છે

જીવન રેષાનો પ્રારંભ મંગળ (अ) ની ટોચ ઉપરથી થાય છે. આ રેષા જો ગુરૂના સ્થાન ઉપરથી નીકળતી હોય તો પ્રકૃતિ

ઘણી મહત્વાકાંક્ષી હોય છે અને તેના અંશો જીવનમાં બાલ્યાવસ્થાથી વ્યક્ત થવા માંડે છે. જો જીવનરેષા મંગળના સ્થાનમાંથી નીકળતી હોય તો સ્વભાવ જોરદાર પણ કલહપ્રિય થાય છે.

જીવનરેષા શુક્રના સ્થાનને પોતાના વિસ્તારમાં સમાવી લેતી હોય તો તેવા માણસમાં સર્જનશકિત વિશેષ હોય છે. જીવન રેષા શુક્રના સ્થાન ઉપર પસાર થઇ અંગુષ્ઠ અને જીવનરેષાનું અંતર ટુંકું કરતી હોય તો તેવા મનુષ્યમાં સર્જનશકિત કમી હોય છે. ( જુઓ આકૃતિ. ૧ अ ब. )







આકૃતિ નં. ૧

જીવનરેષા અંત ભાગમાં ગોળાકાર ન હોઇ સીધી હોય છે તો મનુષ્યનું ઘણું ખરૂં જીવન પોતાની જન્મ ભૂમિથી દૂર પ્રસાર થાય છે.

આકૃતિ ૨ માં જણાવ્યા પ્રમાણે પ્રારંભમાં જીવનરેષા તૂટક તૂટક કડકાઓની બનેલી હોય છે ત્યારે બાલ્યાવસ્થામાં મનુષ્યની તબીયત ઘણીજ નાદુરસ્ત રહેતી હોય છે. આવી રેષાની સાથે મંગળ રેષા હોય છે તો જીવનને હાનિ પહોંચતી નથી, પણ જો જીવનરેષાની સમાંતર મંગળ રેષા ન હોય તો અને બન્ને હસ્તમાં રેષા તૂટક થતી હોય તો જીવનનો અરત થાય છે. આવી રેષા જે વર્ષથી સુદૃઢ દેખાતી હોય તે વર્ષથી શારિરીક સ્થિતિ સુધરતી જાય છે.



આકૃતિ ૨

જીવનરેષા જ્યારે બે કડકાના રૂપમાં વિભક્ત થઇ હોય



અને વામ હસ્તમાં પણ તે મુજબ હોય તો જરૂર મૃત્યુ થાય છે. ખાસ કરીને એક કડકાનો અંત શુક્રના સ્થાન તરફ વળતો હોય તો અવશ્ય મૃત્યુ થાય છે. જે વર્ષના ગાળામાં આ કાપ પડે છે તે વર્ષમાં મૃત્યુ થાય છે. જીવનરેષાના એક વિભાગનો

આકૃતિ ૩

અંત શુક્ર તરફ ન વળેલો હોય અને તેજ અરસામાં જીવનરેષાની અંદર સમાંતર રેષા હોય (મંગળ રેષા) તો મનુષ્ય મૃત્યુ જેવી સ્થિતિમાંથી બહુધા સુખરૂપ પસાર થાય છે. જો બન્ને કડકા કોઇપણ સૂક્ષ્મ રેષાથી જોડાયેલા હોય તો માણસના જીવનનો અંત આવતો નથી પણ ગંભીર માંદગીમાંથી માણસને પસાર થવું પડે છે.

આકૃતિ ૪ માં બતાવ્યા પ્રમાણે જીવનરેષા તૂટક તૂટક હોય



પણ તેની ઉપર ચતુષ્ટકોની નીસરણી બનતી હોય તો ગંભીર માંદગીમાંથી પણ મનુષ્ય જીવનનો બચાવ થાય છે.

આકૃતિ. ૪

આકૃતિ ૫ માં બતાવ્યા પ્રમાણે જીવનરેષા ઉપર બિન્દુ



પડતાં હોય તો તે તે વર્ષમાં જીવન શક્તિનો હ્રાસ થાય છે. આવું ચિહ્ન ખાસ કરીને જ્ઞાન તંતુઓના વિકારમાંથી ઉદ્ભવતો વ્યાધિ સુચવે છે. જ્યારે જીવનરેષા ઉપર બિન્દુઓ આવે ત્યારે જીવન શક્તિના સરળ પ્રવાહમાં અવરોધ થાય છે અને પરિણામે સ્થૂલદેહમાં તે

આકૃતિ નં ૫    અવરોધ રોગ રૂપે આવિર્ભાવ પામે છે. જીવનરેખા ઉપર આકૃતિ ૫ માં બતાવ્યા પ્રમાણે ચોકડીનું ચિહ્ન હોય તો મનુષ્યનું જીવન આકસ્મિક જોખમમાં આવી પડે છે પણ આ ચિહ્ન પછી જીવનરેખા સ્પષ્ટ દેખાતી હોય અને બુદ્ધિરેખા કે હૃદયરેખા ઉપર અશુભ ચિહ્ન ન હોય તો મનુષ્યનું મૃત્યુ થતું નથી. આકૃતિ ૫ માં દર્શાવ્યા પ્રમાણે જીવનરેખા ઉપર યવનું ચિહ્ન હોય ત્યારે તેટલા કાળમાં સ્વાસ્થ્ય નબળું રહ્યા કરે છે. યવના ચિહ્નથી મૃત્યુ થતું નથી પણ શરીર ઘસાતું જાય છે. કેટલાક લેખકો પ્રમાણે જીવનરેખાના પ્રારંભમાં યવનું ચિહ્ન હોય તો તે માણસના જન્મ સંબંધી કોઇ ભેદ હોય છે આકૃતિ ૫ માં બતાવ્યા પ્રમાણે જીવનરેખા ઉપર ત્રીકોણનું ચિહ્ન હોય તો મનુષ્ય પોતાના બુદ્ધિ ચાતુર્યથી જીવનને બચાવે છે અથવા તેટલા ગાળામાં જીવન ઘણું ઉજ્વળ થાય છે. જીવનરેખા ઉપર વર્તુલનું ચિહ્ન હોય તો આંખોને નુકશાન થાય છે.

આકૃતિ ૬ માં દર્શાવ્યા પ્રમાણે શનિના સ્થાન ઉપરથી કોઇ પણ રેખા નીકળીને જીવનરેખાને છેદતી હોય તો જે વર્ષના ગાળામાં આવી રેખા ( આ. ૬ માં अ–व રેખા ) જીવનરેખાને છેદતી હોય તે વર્ષમાં જીવનને અકસ્માત્ થાય છે. ખાસ કરીને ઉંચેથી પડવાનો અકસ્માત્ થાય છે. આવી રેખામાં જવનું ચિહ્ન હોય તો ઝેરી જાનવરથી અકસ્માત્ થવા સંભવ છે. જીવનરેખાને क–ड અને च–छ જેવી દૃઢ પણ નાની રેખાઓ છેદતી હોય તો તે



આકૃતિ. ૬

વર્ષમાં મનુષ્યને ગંભીર માંદગીઓમાંથી પસાર થવું પડે છે આ માંદગીઓનો પ્રકાર આકસ્મિક હોતો નથી. त–थ જેવી

રેષા મંગળના મેદાનમાંથી નીકળીને જીવનરેષાને છેદતી હોય તો પણ મનુષ્યને આકસ્મિક આઘાત થાય છે. ખાસ કરીને અગ્નિભય અથવા શસ્ત્રભય સૂચવે છે. અંગુઠાના મૂળ ઉપરથી કોઇ રેષા નીકળીને ( જુઓ, આકૃતિ ૫-ફ રેષા ) જીવનરેષાને છેદતી હોય તો ધારિયા, તરવાર, ચપ્પુ કે એવા તીક્ષ્ણ ધારવાળા હથિયારથી ઇજા થાય છે. આકૃતિ ૬ માં દર્શાવ્યા પ્રમાણે જ જેવી વક્રરેષા જીવનરેષાને છેદતી હોય તો પણ આકસ્મિક ભય જીવનને પ્રાપ્ત થાય છે. ઉપલી અકસ્માત રેષાઓ જીવનરેષાને છેદતી હોય અને ત્યાર પછી જીવનરેષા તૂટી જતી હોય તો આવા અકસ્માતથી નિઃશંસય મૃત્યુ થાય છે. આવી અકસ્માત રેષા પછી જીવનરેષા સલંગ દેખાતી હોય અથવા આવી જીવન રેષા ઉપર તે સ્થળે ચતુષ્કનું ચિહ્ન હોય તો મનુષ્યનો જીવન-દીપ બહુધા બુઝાતો નથી.

જીવનરેષા પોતાના માર્ગમાં છિન્ન થતી હોય અને તેનો એક વિભાગ પ્રારબ્ધરેષામાં ભળી જતો હોય તો પણ મનુષ્યનો ગંભીર માંદગી-માંથી બચાવ થાય છે. આ બચાવ નશીબ યોગે થયો હોય તેવુ કહેવાય છે. ( જુઓ આકૃતિ ૭ )



આકૃતિ ૭.

જીવન રેષાના અંતમાં ઝીણી ઝીણી રેષાઓ નીકળતી હોય તો પાછલી વયમાં જે વર્ષમાં આ રેષાઓ નીકળતી હોય ત્યારથી જીવન ક્ષીણ થવા માંડે છે. (જુઓ આકૃતિ ૮) વૃદ્ધા-વસ્થામાં પ્રાયઃ સતત માંદગી રહે છે તેવીજ રીતે જીવનરેષા



અંતમાં તૂટક તૂટક હોય તો પહેલા વિભાગે જો મૂળ રેષાથી તેનું અંતર વધારે હોય તો મૃત્યુ થાય છે આ કડકાઓની પાછળ બીજી સમાંતર રેષા હોય તો જીવન દોરી લંબાય છે.

આકૃતિ ૮.

સામાન્ય રીતે જીવનરેષા જેટલી લાંબી હોય તેટલું આયુષ્ય દીર્ઘ હોય છે. જ્યારે જીવનરેષાનો અંત આવે છે ત્યારે જીવનનો પણ અંત આવે છે. આ ઉપરાંત આગળ બતાવ્યા પ્રમાણે આકસ્માત્ રેષાઓ પણ જીવનનો અંત લાવે છે, એટલે જીવન રેષા દેખીતી લાબી હોય તો પણ મૃત્યુ વ્હેલું થાય છે. તેવીજ રીતે આકૃતિ ૮ માં દર્શાવ્યા પ્રમાણે સ્વાસ્થ્યરેષા જીવનરેષાને છેદતી હોય અને તે સ્થળે બન્ને રેષાઓ સમાન બળવાળી જણાતી હોય અથવા સ્વાશ્ચરેષા જીવનરેષા કરતાં વધારે બળવાન જણાતી હોય તો તે વર્ષે અવશ્ય મૃત્યુ થાય છે.

હવે આપણે જીવન રેષામાંથી ઉર્ધ્વગામિની અને અધોગામિની રેષાઓ વિષે વિચાર કરીશું.

આકૃતિ ૯ માં દર્શાવ્યા પ્રમાણે अ–च અને क–ङ જેવી



આકૃતિ ૯

રેષાઓ જીવન રેષાના પ્રારંભમાંથી ગુરૂના સ્થાન ઉપર જતી હોય તો તેવા માણસની ઇચ્છાઓ ઘણી ખરી સફળ થતી જોવામાં આવે છે. આકૃતિ ૯ માં બતાવ્યા પ્રમાણે स–ह જેવી રેષા જ્યારે જીવનરેષામાંથી છૂટી પડી ઉર્ધ્વગામિની થાય છે ત્યારે તે તે વર્ષોમાં જીવનમાં શુભ પરિવર્તન થાય છે. આસપાસના વર્ષો કરતાં તે વર્ષો સારાં

જાય છે અને આર્થિક લાભ પણ સારો મળે છે. આવી રેષા જીવનરેષામાંથી નીકળી બુદ્ધિરેષાથી અટકી પડતી જણાતી હોય તો તે વર્ષે મનુષ્ય અર્થ પ્રાપ્તિ માટે કોઇ નૂતન પ્રયાસ કરે છે પણ તેમાં બુદ્ધિ દોષથી સફળ નિવડતો નથી. આવી કોઇ રેષા ( त-थ રેષા આકૃતિ ૯ માં ) જીવનરેષામાંથી નીકળી પ્રારબ્ધરેષાની નિકટમાં જઇ તેની સાથે સમાંતર ચાલતી હોય તો તે તે વર્ષથી મનુષ્ય મુખ્ય ધંધા ઉપરાંત નવીન પ્રવૃત્તિ આદરે છે અને તેમાં તે વધારે અને વધારે સંગીન સફળતા મેળવે છે. જીવન રેષામાંથી આકૃતિ ૯ માં દર્શાવેલી द-ध જેવી રેષા નીકળી ચંદ્રના સ્થાન તરફ જાય છે ત્યારે મનુષ્યને દૂર દેશ ધંધાને અંગે જવું પડે છે. આ રેષા અન્યરેષાઓથી છેદાતી ન હોય અથવા તેના અંતે ચોકડીનું ચિહ્ન ન હોય તો પ્રવાસ શુભ નીવડે છે અને જો આવી રેષા અન્યરેષાઓથી છેદાતી હોય અથવા તેના ઉપર ચોકડીનું ચિહ્ન હોય તો તેવા પ્રવાસમાં વિઘ્ન આવે છે, અને અશુભ નીવડે છે. આકૃતિ ૯ માં બતાવેલી प-फ રેષા માંદગી સૂચવે છે. ઉપરેષાઓના સંબંધમાં સામાન્ય સિદ્ધાંત એવો છે કે ઉર્ધ્વગામિની રેષાઓ શુભફળ અને અધોગામિની રેષાઓ અશુભ ફળ આપે છે.

આ ઉપરાંત શુક્ર અને મંગળ ( ञ )ના સ્થાન ઉપરથી રેષાઓ નીકળી જીવન રેષાને છેદી, બુદ્ધિરેષા, પ્રારબ્ધરેષા, અને વિજયરેષાને છેદતી જોવામાં આવે છે. કેટલીક રેષાઓ શુક્રના સ્થાન ઉપર જીવનરેષાની સમાંતર જતી જોવામાં આવે છે.

આકૃતિ ૧૦ માં દર્શાવેલી રેષાઓ વિરોધ સૂચવે છે. च-छ જેવી રેષાઓ સગાં સંબંધીઓ તરફથી પ્રબળ વિરોધ સૂચવે છે. જે જે વર્ષે આવી રેષાઓ જીવનરેષાને છેદે તે તે વર્ષે આવું ચિહ્ન ધારણ કરનારને સામાજીક ઉપદ્રવોથી બહુ વેઠવું પડે છે શુક્ર અથવા મંગળ ( अ )માંથી નીકળી अ-व જેવી રેષાઓ બુદ્ધિરેષાને છેદે ત્યારે આવા વિરોધની અસર મગજ ઉપર બહુ થાય છે જે જે



આકૃતિ. ૧૦

વર્ષે આવી રેષા બુદ્ધિ રેષાને છેદે ત્યારે મન ઉપર બહુ દબાણ રહે છે અને મગજને ગુંચવી નાંખે તેવા વિરોધો ઉપસ્થિત થાય છે. क-ड જેવી રેષા શુક્રના સ્થાનમાંથી નીકળી હૃદય રેષાને છેદતી હોય તો તે તે વર્ષે હૃદયને આઘાત પહોંચે તેવા પ્રસંગો બને છે. ખાસ કરીને કોઇ નજીકના સગાનું મૃત્યુ થાય છે તેવું પણ આ રેષાથી સૂચિત થાય છે. ज-झ રેષા अ-व રેષા જેવું જ ફળ આપે છે. શુક્રના સ્થાનમાંથી નીકળી त-थ જેવી રેષા વિજયરેષાને છેદતી હોય તો તે વર્ષે મનુષ્યને આર્થિક નુકશાન થાય છે. આવી રેષાના પ્રારંભમાં કે મધ્યમાં યવનું ચિહ્ન હોય તો માણસને આર્થિક હાનિ સાથે અપકીર્તિ પણ પ્રાપ્ત થાય છે. द-ध જેવી રેષા ધંધામાં અવરોધ સૂચવે છે.

જીવનરેષાની સમાંતર ચાલતી બીજી રેષાઓ પણ શુક્રના સ્થાન ઉપર જોવામાં આવે છે. આ બધી રેષાઓ પ્રેમની લાગણીઓની સૂચક છે. આ રેષાઓ પૈકી જીવનરેષાની સામીપ્યમાં આવેલી રેષાઓ વધારે મહત્વની છે. આવી રેષાઓ પ્રિતમ અથવા પ્રિયતમાનો સંબંધ સૂચવે છે. આ રેષાઓ પુરૂષ તથા સ્ત્રી બન્નેના હાથમાં જોવામાં આવે છે.

આકૃતિ ૧૧ માં अ-ब રેષા બતાવવામાં આવી છે તે ઉપર




આકૃતિ. ૧૧

દર્શાવ્યા પ્રમાણે પ્યારરેષા છે. જીવન રેષાના જે વર્ષ વિભાગથી આ રેષા શરૂ થાય છે ત્યારથી આવો સંબંધ શરૂ થાય છે. આ રેષા જો જીવનરેષા કરતાં વધારે જ્વલંત હોય તો આશક (પુરૂષના હસ્તમાં આ ચિહ્ન હોય તો) માશુકના દબાણમાં રહે છે. સ્ત્રીના હસ્તમાં આવું ચિહ્ન હોય તો માશુક આશકના દબાણમાં રહે છે. આવી પ્યાર-રેષામાંથી ઉપરેષાઓ નીકળી જીવનરેષાને છેદતી હોય તો તે તે વર્ષે આવું ચિહ્ન ધારણ કરનારને પ્રીતિના પાત્ર તરફથી દુઃખ થાય છે. अ-ब રેષા ઉપર જો યવનું ચિહ્ન હોય તો આવા પ્રેમ સંબંધમાં કલંક અથવા અપકીર્તિ મળે છે.

આકૃતિ ૧૨ માં બતાવ્યા પ્રમાણે अ-ब રેષા જો જીવન




આકૃતિ ૧૨.

રેષાથી દૂર જતી રહેતી હોય તો આવો સંબંધ સમય અને સ્થળના અંતરથી ક્ષીણ થાય છે. આવી પ્યારરેષા થોડોકવખત જીવન રેષાની સાથે સમાંતર ચાલી શુક્રના સ્થાનથી હૃદયરેષા તરફ જતી આડી રેષા સાથે ભળી જતી હોય તો આવો સંબંધ શરૂઆતમાં પ્રેમમય હોઇ પછીથી ધિક્કારના રૂપમાં પરિણામ પામે છે. આવી પ્રેમરેષાઓ એક કરતાં વધારે હોય તો જીવનરેષાની સાન્નીધ્યમાં બળવાન જણાતી રેષા મહત્વની પ્રીતિ સૂચવે છે. બીજી રેષાઓ પણ આવા સંબંધ સૂચવે છે પણ તે સંબંધો પહેલી રેષા જેવા ગાઢ હોતા નથી. આ રેષાઓ ઘણું ખરૂં-પ્રિતમ-પ્રિયતમાનો સંબંધ સૂચવે છે, પતિ-પત્નિનો સંબંધ

સૂચવતી નથી એટલે ઘણાખરા કેસોમાં સમાજે સ્વીકારેલા લગ્ન સંબંધ શિવાયના પ્રીતિ-પ્રસંગો આ રેષાઓ ઉપરથી સૂચિત થાય છે. લગ્ન રેષાઓ પ્રાયઃ બુધના સ્થાન ઉપર હોય છે. આથી લગ્નરેષા અને શુક્રની પ્રીતિ-રેષાનો કાળ એકજ વર્ષમાં આવતો હોય તો બહુધા પ્રીતિ-મૂલક લગ્ન થાય છે. કવચિત બુધના સ્થાન ઉપર લગ્નરેષા ન હોય છતાં શુક્ર ઉપરની બળવાન પ્રીતિ-રેષા લગ્ન સુચવે છે. આવા દાખલા વિરલ હોય છે. આવાં લગ્નો-માં લગ્ન થતાં પહેલાંનો દંપતી-સંબંધ હોવાનો સંભવ છે.

સૂર્યનું સ્થાન ઉપસેલું હોય, આંગળીઓનાં ટેરવાં ગોળ હોય, અને અંગુઠો સંકલ્પબળ સારૂં સૂચવતો હોય તો આવી રેષા ઉપરથી સૂચિત થતી પ્રીતિ દૈહિક સંબંધમાં પરિણામ પામતી નથી. આ રેષાઓ ઉપરથી આવી ઘણી સુક્ષ્મ વિગતો જાણી શકાય છે. સ્થળ સંકોચના લીધે આટલી વિગતો આપી આ પ્રકરણ અત્ર પુરૂં કરવામાં આવે છે.

---

## પ્રકરણ ૩ જું.

### બુદ્ધિરેષા.

બુદ્ધિરેષા ઉપરથી મનુષ્યની માનસિક શકિતઓ, મનનું વલણ, સ્થૂલ મગજની અવસ્થા, વિગેરે મનને લગતી વિગતો જાણી શકાય છે. આ રેષા દરેક હસ્તમાં હોય છે. પ્રકરણ ૧લા માં આકૃતિ ૧ માં क-ङ રેષાને બુદ્ધિરેષા નામ આપવામાં આવ્યું છે.



પહેલાં બુદ્ધિરેખાના પ્રારંભના વૈવિધ્ય-નો વિચાર કરવાનો છે.

આકૃતિ ૧ માં દર્શાવ્યા પ્રમાણે બુદ્ધિ રેખા નીચે પ્રમાણે ચાર વિવિધ સ્થાનો-માંથી નીકળે છે.

આકૃતિ ૧

(૧) ગુરૂના સ્થાન ઉપરથી.

(૨) ગુરૂના સ્થાન નીચેથી પણ જીવન રેખાથી વિયુક્ત.

(૩) જીવન રેખામાંથી.

(૪) જીવન રેખાની અંદર આવેલા મંગળ (अ) ઉપરથી.

જે પુરૂષ અથવા સ્ત્રીની બુદ્ધિરેખા ગુરૂના સ્થાનમાંથી નીકળે છે તેઓ ઘણા પ્રભાવશાળી હોય છે તેમના વિચારોમાં મહત્વાકાંક્ષા છલોછલ ભરેલી હોય છે તેમજ તેઓ પોતાના કર્તવ્યમાં ઘણી જ નિડરતાથી ઝોકાવે છે. તેમનો સ્વભાવ ઉતાવળીયો હોય છે જીવન રેખાથી બુદ્ધિરેખાનું અંતર વધારે પડતું હોય છે તો આવા માણસો જ્યાં દેવો પણ વિહરવા પહેલાં વિચાર કરવા રહે તેવા માર્ગમાં વિચાર કર્યા વિના પોતાની જાતને ઝંપલાવે છે. આકૃતિ ૧ માં આલેખેલી अ-ब રેષા એવું જ ફળ સૂચવે છે. જ્યારે બુદ્ધિરેખા ગુરૂના સ્થાન નીચેથી નીકળે છે પણ જીવન રેખા સાથે જોડાયેલી હોતી નથી ત્યારે મનુષ્યમાં તીવ્રબુદ્ધિ, દૃઢતા, મહત્વાકાંક્ષા. પ્રખર કાર્યશક્તિ અને નિડર સ્વભાવ હોય છે. પહેલા પ્રકારની બુદ્ધિરેખા કરતાં આ પ્રકારની બુદ્ધિરેખા સાહસિક્તાને નિયંત્રિત કરે છે છતાં આવો મનુષ્ય ઉતાવળીયો તો હોય છે જ. તેઓ ઘણી ત્વરાથી નિર્ણયો ઉપર આવે છે (જુઓ

ह्-ड-रेपा आकृति १ मां ) આવી બુદ્ધિરેખા ગુરૂના સ્થાન ઉપ-રથી નીકળી જીવનરેખા સાથે જોડાયેલી હોય છે તો તેવા મનુષ્યમાં ઉદ્દામ સાહસની પાછળ સાવધાનતા કાર્ય કરતી દેખાય છે. આવા માણસો સત્તાપ્રિય હોય છે પણ સત્તા વાપરવામાં ન્યાયશીલતા દર્શાવે છે.

આકૃતિ ૧ માં च-छ રેખા પ્રમાણે બુદ્ધિ રેખામાંથી નીકળી તેની સાથે સંયુક્ત હોય તો આવા માણસો પોતાના કાર્યોમાં બહુજ સાવધાનતાથી વર્તે છે તેનામાં સાહસિકતા ઘણીજ ઓછી હોય છે અને તેમનામાં શકિત હોવા છતાં તેને સક્રિય બનાવતાં તેઓ ખંચાય છે. તેમની લાગણીઓ ઘણી તીવ્ર હોય છે. જો બુદ્ધિરેષા જીવનરેષા સાથે અતિ સંયુકત હોય તો તેવા મનુષ્યોને લગાર લગારમાં માઠું લાગે છે અને જરાજરામાં તેઓ ગભરાઇ જાય છે. તેમનામાં આત્મવિશ્વાસ ઓછો હોય છે. આકૃતિ ૧ માં ज-झ રેખા બતાવી છે તે પ્રમાણે બુદ્ધિરેખા મંગળ (अ) ના સ્થાનમાંથી નીકળતી હોય તો મનુષ્ય કલહ-પ્રિય થાય છે. તેના વિચારો અસ્થિર અને લાગણીઓ તીવ્ર હોય છે. તેઓ વાતવાતમાં છેડાઇ જાય છે. આવી બુદ્ધિરેષા જો ચંદ્રતરફ વળતી હોય તો કાલ્પનિક દુઃખથી ઉશ્કેરાઇ મનુષ્ય ચીડીયો બને છે અને અંતે દુઃખી થાય છે.

બુદ્ધિ રેષાનો ઉદય જેવી રીતે વિવિધ પ્રકારનો છે તેમજ તેનો અંત પણ વિવિધ પ્રકારનો છે. બુદ્ધિરેપા કોઇ વખત સીધી જઇ મંગળ व ના સ્થાન ઉપર વિરમે છે તો કોઇક વખત અર્ધ માર્ગે સીધી ચાલીને પછી ચંદ્રના સ્થાન તરફ ઢળતી ઢળતી ચંદ્રના સ્થાનના મધ્યબિન્દુની પેલીપાર જાય છે. કોઇક વખત બુદ્ધિરેષા પોતાનો સામાન્ય પથ છોડી ઉર્ધ્વ-ગામિની થાય છે અને હૃદયરેષાને છેદે છે. કોઇક વખત સૂર્ય,

શનિ અને બુધના સ્થાન તરફ ઉપરેખાઓ મોકલવાના બદલે પોતે ધસી જાય છે.

આકૃતિ ૨ માં બતાવ્યા પ્રમાણે બુદ્ધિરેખા अ–च રેખા જ્યારે સીધી મંગળ च તરફ વળે છે ત્યારે મનુષ્ય પોતાના જીવનમાં વ્યવહારિક બુદ્ધિનો ઉપયોગ કરે છે. તે પોતાના કર્તવ્યપંથમાં કલ્પનાઓથી દોરાતો નથી પણ વ્યવહારિક સાદી સમજનો ઉપયોગ કરે છે. બુદ્ધિરેખાનાં અન્ય લક્ષણો પ્રમાણે તેમની બુદ્ધિ તીવ્ર હોય છે પણ તેમનું મન હંમેશાં વ્યવહારિકતા ઉપર કામ કરે છે. કલ્પનાના



આકૃતિ ૨.

ક્ષેત્રમાં વિહરવા તે અશકત નીવડે છે. આવી બુદ્ધિરેખા મંગળના સ્થાન ઉપર આરોહણ કરીને હથેળીની સામી બાજુ સુધી પહોંચતી હોય તો તેવા મનુષ્યમાં માનસિક શકિત ઘણી તીવ્ર હોય છે પણ આવો મનુષ્ય પોતાની બુદ્ધિનો કેવળ સ્વાર્થ પોષવામાં ઉપયોગ કરે છે. આવી સીધી બુદ્ધિરેખા સાથે બુધનું સ્થાન હથેળીમાં સારો વિકાસ પામેલું હોય તો મનુષ્ય વાણિજ્યના ક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી શકે છે. આવી બુદ્ધિરેખા સાથે ગુરૂ અને સૂર્યનાં સ્થાન સારાં વિકાસ પામેલાં હોય તો મનુષ્ય સત્તાધીશ તરીકે વિજયી નીવડે છે.

આકૃતિ ૨ માં બતાવેલી क–ड રેખા વ્યવહારિકતા અને કલ્પના વચ્ચે સમતોલપણું સૂચવે છે. આવા માણસો કલ્પના તેમજ વ્યવહારના ક્ષેત્રમાં વિના સંકોચે વિહરી શકે છે. ઉદ્દામ કલ્પનાના વિહારમાં પણ તેમનામાં સાધે સમંજ કર્મ કરી રહી હોય છે. આવા મનુષ્યો જીવનમાં કોઇક વખત વ્યવહારિકતાથી તો કોઇ વખત કલ્પનાથી પ્રસંગાનુસાર પ્રેરાય છે. આકૃતિ ૨માં આલેખેલી च–छ રેખા ચંદ્ર તરફ આરંભથી ઢળતી હોય તો

મનુષ્યમાં કલ્પના પ્રાધાન્ય ભોગવતી હોય છે. આવા મનુષ્યો જીવનમાં કલ્પનાના તરંગોથી દોરાય છે અને જે ક્ષેત્રમાં કલ્પાનાને સ્વચ્છંદે વિહરવાનો અવકાશ મળે તેવા ક્ષેત્રમાં તે વધારે વિજયી નીવડે છે. આવી બુદ્ધિરેષા ચંદ્રના સ્થાન ઉપર જતી હોય અને તેનો અંત બે નાની રેખામાં વિભક્ત થતો હોય તો તેવો માણુસ ઉત્કટ કલ્પનાયુક્ત સાહિત્ય સર્જનની શક્તિ ધરાવે છે. હાથનાં એકંદર ચિહ્ન ઉપરથી માણુસની માનસિક શક્તિઓ સારી ખીલેલી હોય તો ચંદ્ર તરફ ઢળતી રેષા કાવ્ય-શક્તિ સૂચવે છે. જો હાથનાં એકંદર ચિહ્ન ઉપરથી સ્થૂલ ભૂમિકાની કળા તરફ આકર્ષણુ પ્રતીત થતું હોય તો આવી રેષા-વાળો સંગીત કે ચિત્રકામ તરફ પોતાનું ચિત્ત વાળે છે. અને તેવા વ્યવસાયમાં ન જોડાતાં વાસ્તવીકતા પોષનારા ધંધામાં પડે તો નિષ્ફળતા મેળવે છે આવી બુદ્ધિરેષા જીવનરેષાના સામીપ્યમાં રહી ચંદ્રના સ્થાન તરફ વળતી હોય તો તેવા માણુસમાં આત્મ-શ્રદ્ધા હોતી નથી. આવી રેષા ચંદ્રના સ્થાન ઉપર આરોહણુ કરી છેક મીણિબંધ સુધી જતી હોય તો મનુષ્ય કલ્પનાનો અતિરેક થવાથી કાંતો ગાંડો બને છે અથવા તો આપઘાત કરે છે. આકૃતિ ૨ માં ચ–ટ રેષા આવી વસ્તુસ્થિતિ સૂચવે છે.

આકૃતિ ૩ માં મંગળ વ ના સ્થાન ઉપર જઇ ઉંચે વળતી બુદ્ધિરેષા તેમજ બીજી ઉધર્વગામિની બુદ્ધિરેષાઓ બતાવી છે.



આકૃતિ. ૩

આકૃતિ ૩ માં બતાવ્યા પ્રમાણે બુદ્ધિરેષા પોતાનું નૈસર્ગિક સ્થાન તજીને હૃદયરેષાના સ્થાન તરફ વળે અને તેની સાથે ભળી જાય અથવા તેને છેદે ત્યારે હૃદય ઉપર બુદ્ધિનું આધિપત્ય સૂચિત થાય છે. આવા માણુસો પોતાનો હેતુ સાધવામાં

પોતાની કે પારકી લાગણીઓની કિંચિત્ પણ દરકાર કરતા નથી. ઇપ્સીત વસ્તુઓ પ્રાપ્ત કરવા ગુન્હા કરવા પડે તો તેમને સંકોચ થતો નથી. આ સાથે હથેળીનો નીચલો ભાગ વધારે પડતો વિકાસ પામેલો હોય તો આવા ચિહ્નવાળો મનુષ્ય ખૂન કરતાં પણ અચકાતો નથી. તેનામાં ખૂની થવાની જે લાયકાત છૂપી રહેલી હોય છે તે અનુકૂળ પ્રસંગો પામતાં આવિર્ભાવ પામે છે ( જુઓ अ–च રેખા આકૃતિ ૩ માં ).

આકૃતિ ૩ માં બુદ્ધિરેખા अ–ब શનિના સ્થાન ઉપર જતી બતાવી છે. આવી બુદ્ધિરેખા, ભયંકર ધર્મઝનૂન સૂચવે છે. આવી રેખાવાળાને માથામાં ઘા વાગવાનો પણ સંભવ છે. જો બુદ્ધિરેખા સૂર્યના સ્થાન ઉપર જતી હોય ( જુઓ अ–ब રેખા આકૃતિ ૩ માં ) તો મનુષ્યમાં કળાની કુદરતી બક્ષીસ હોય છે. જો બુદ્ધિરેખા બુધના સ્થાન ઉપર આરોહણ કરતી હોય તો મનુષ્યમાં અનુકરણ કરવાની અદ્‌ભુત શક્તિ હોય છે. બુદ્ધિરેખા જો મંગળના સ્થાન ઉપર જઇ ઉંચી વળતી હોય ( अ-छ રેખા આકૃતિ ૩ માં ) તો તેવો મનુષ્ય ગમે તે પ્રકારે શ્રી પ્રાપ્ત કરી શકે છે. આવા માણસને પૈસાની ઘણી કિંમત હોય છે. તેમજ આવા માણસના હાથમાં પૈસો પણ હરકોઇ પ્રકારે ઘણો જલદી એકઠો થાય છે. શેઠ તરીકે આવો માણસ પોતાના નોકરો પાસેથી ઘણું સખત અને નિયમિત કામ લે છે.

મનુષ્યના હાથમાં બુદ્ધિરેખા જેમ વધારે લાંબી હોય છે તેમ તેનામાં દીર્ઘદ્રષ્ટિ વધારે હોય છે. બુદ્ધિરેખા ઉંડી હોય તો તેવા માણસમાં એકાગ્રતા વિશેષ હોય છે અને તેવો મનુષ્ય કલાકો સુધી માનસિક કામમાં સતત મંડયો રહે છે. જે મનુષ્યના હાથમાં બુદ્ધિરેખા ઉંડી ન હોય તેવો મનુષ્ય કોઇપણ પ્રકારના માનસિક કામમાં સતત મંડયો રહી શકાતો નથી. થોડા વખ-

તમાં તે થાકી જાય છે. બુદ્ધિરેખા નાની નાની રેખાઓથી છેદાતી ન હોય તો સ્થૂલ મગજ સ્વચ્છ હોય છે અને વિચાર કરવાની સારી શકિત તે ધરાવે છે. જો બુદ્ધિરેખા નાની રેખાઓથી છેદાતી હોય તો માનસિક શકિત દુર્બળ હોય છે તેમજ તેવા માણસને માનસિક બિમારી થાય છે. ( આકૃતિ ૪ જુઓ ).

બુદ્ધિરેખા ઉપર બિન્દુનું ચિહ્ન હોય તો તે વર્ષે મનુષ્યને માનસિક વ્યથાની પીડા થાય છે. બુદ્ધિરેખા એકંદર સારી હોય તો આવા બિન્દુની ખાસ માઠી અસર થતી નથી.



આકૃતિ ૪

બુદ્ધિરેખા ઉપર મોટા યવનું ચિહ્ન હોય તો મગજના સ્ક્રુ ખસી જાય છે. સૂર્યના સ્થાન નીચે બુદ્ધિરેખા ઉપર વર્તુલનું ચિહ્ન હોય તો આંખને નુકશાન થાય છે, આ સ્થળે સ્પષ્ટ બિન્દુ હોય તો પણ આવું પરિણામ આવ્યાનુ લેખકે જોયું છે. આકૃતિ ૪ માં દર્શાવ્યા પ્રમાણે શનિના સ્થાન ઉપરથી એક રેખા નીકળી બુદ્ધિરેખાને છેદે તો માથાને અકસ્માત્ થાય છે. બુદ્ધિરેખા ઉપર ચોકડી અથવા તારકનાં ચિહ્ન હોય તો પણ માથાને અકસ્માતથી ઇજા થાય છે.

બુદ્ધિરેખા પોતાના માર્ગમાં દિશા બદલે છે ત્યારે મનુષ્યની માનસિક વૃત્તિઓમાં મહત્વના ફેરફાર થાય છે. દ્રષ્ટાંત તરીકે જ્યારે બુદ્ધિરેખા ચંદ્રના સ્થાન તરફ ઢળતી હોય અને વચમાંથી એ દિશાનો ત્યાગ કરી સીધી મંગળના સ્થાન તરફ જાય ત્યારે જે વર્ષે આ ફેરફાર થતો હોય તે વર્ષથી માણસ કલ્પનાના તરંગો કેળવવાનું મૂકી દઇ વ્યવહારિક થવા પ્રયત્ન આદરે છે. તેવી જ રીતે બુદ્ધિરેખા મંગળના સ્થાન પ્રતિ જતી

હોય અને એકદમ તે દિશા બદલી ચંદ્રના સ્થાન તરફ વળે તો તે વર્ષથી માણસ વ્યવહારિકતાનો માર્ગ તજી પોતાનું મન કલ્પના કેળવવા તરફ વાળે છે.

આકૃતિ ૫ માં દર્શાવ્યા પ્રમાણે બુદ્ધિરેષાની અંતે બે વિભાગ પડતા હોય તો મનુષ્યની બુદ્ધિ ઘણી તિક્ષ્ણ હોય છે અને આવો માણસ પોતાની બુદ્ધિને કાવાદાવા અને ખટપટમાં વાપરે છે. ( જુઓ આકૃતિ ૫ માં અ–ચ રેષા ) આકૃતિ ૫ માં દર્શાવ્યા પ્રમાણે ક–ડ રેષા જેવી બુદ્ધિરેષાના અંતમાં બે ફાંટા પડતા હોય અને બે ફાંટાઓ વચ્ચે અંતર વિશેષ હોય તો આવો માણસ દગાખોર વધારે હોય છે.



આકૃતિ ૫.

આકૃતિ ૬ માં દર્શાવ્યા પ્રમાણે બુદ્ધિરેષાના અંતમાં ત્રણ શાખામાં વિભક્ત થતી હોય તો તેવા માણસમાં, બુદ્ધિ, વાણિજ્ય અને કલ્પના એ ત્રણે શક્તિઓનો સમન્વય થયેલો હોય છે. ઉપલી આકૃતિમાં દર્શાવ્યા પ્રમાણે બુદ્ધિરેષા ઘણી ટુંકી હોય તો મનુષ્યનું માનસિક બીમારીથી ઘણું વ્હેલું મૃત્યુ થાય છે. શનિના સ્થાન નીચે બુદ્ધિરેષા બે વિભાગમાં વિભક્ત થતી હોય તો અકસ્માતથી માથાને ઇજા થાય છે. જીવન-રેષા લાંબી હોય છતાં પણ આવા ચિહ્નથી મૃત્યુ થાય છે. પણ આ સ્થળે ચતુષ્કનું ચિહ્ન હોય અથવા બન્ને વિભાગ કોઈ સૂક્ષ્મરેષાથી જોડાતા હોય તો મૃત્યુ થતું નથી. બુદ્ધિ રેષાના



આકૃતિ ૬.

બે વિભાગો એક બીજા ઉપર આવેલા હોય તો તે વર્ષે માનસિક બીમારી આવે છે પણ મનુષ્ય તેમાંથી બચે છે.

આકૃતિ ૭ માં अ-व જેવી બુદ્ધિરેખા ગાંડપણ સૂચવે છે.



આકૃતિ ૭.

બુદ્ધિરેખા ત્રણ કે ચાર ગોળાકાર કડકાઓમાં વિભકત થઇ આકૃતિ ૭ માં દર્શાવેલી क-ड રેખા જેવી જણાતી હોય તો તેવો મનુષ્ય ઘાતકી પ્રકૃતિનો હોય છે. તેના મનનું ઠેકાણું રહેતું નથી. અને જે જે વર્ષે બુદ્ધિરેખાના કડકા થતા હોય તે તે વર્ષે મસ્તિષ્કને ઇજા થાય છે. સ્થૂળ ઇજા ન થાય તો ચિત્ત ભ્રમિત થાય છે. હથેળી કડણ અને રેખાઓ અતિ લાલ રંગની હોય તો આવો માણસ પોતાના સ્વભાવના લીધે મુસ્કેલીમાં આવી પડીને અન્ય હસ્તથી ઉપર લખેલી ઇજા પામે છે.

આકૃતિ ૮ માં બતાવ્યા પ્રમાણે अ-व જેવી બુદ્ધિરેખા સૂક્ષ્મ



આકૃતિ ૮.

વિભાગોની બનેલી હોય ત્યારે આવા મનુષ્યનું મગજ ઘણું નબળું હોય છે. આવા મનુષ્યો કોઇપણ પ્રકારના નિર્ણયો ઉપર આવવાના બદલે વિચાર વમળમાં ગોથાં ખાયા કરે છે. આવા મનુષ્યોને માનસિક બીમારી પણ લાગુ પડે છે આવી રેખા જ્યારે પોતાના માર્ગમાં સળંગ અને બળવાન થતી દેખાય તે વર્ષથી આવા મનુષ્યની માનસિક અવસ્થા સુધરવા માંડે છે. આકૃતિ ૮ માં બતાવ્યા પ્રમાણે બુદ્ધિરેખા ( क-ड રેખા આકૃતિ ૮ માં ) સૂક્ષ્મ યવોની બનેલી હોય છે તો માણસ જન્મથીજ મૂર્ખ હોય છે તેનામાં માનસિક નબળાઇ

જન્મથી ઉતરી આવેલી હોય છે.

જ્યારે બુધ્ધિરેખા પોતાનું સ્થાન છોડી હૃદયરેખા તરફ ચઢતી હોય અને તેમ થવાથી આ બે રેખાઓ વચ્ચેનું નૈસર્ગિક અંતર્ ટુંકું થતું હોય તો બન્ને રેખાઓ પૈકી જે રેખા વધુ બળવાન હોય તે રેખાથી સૂચિત થતું તત્વ જીવનને દોરે છે.

આકૃતિ ૯ માં બુદ્ધિરેખામાંથી ઉદ્ભવતી ઉર્ધ્વગામિની રેખાઓ બતાવી છે. બુદ્ધિરેખામાંથી આકૃતિ ૯ માં બતાવ્યા પ્રમાણે अ–ब રેખા ગુરૂના સ્થાન ઉપર આરોહણ કરતી હોય ત્યારે મનુષ્ય ઉંચો અધિકાર પામે છે. તેનામાં સત્તા પ્રાપ્ત કરવાની તીવ્ર આકાંક્ષા હોય છે અને તેમાં સફળ થાય છે. જ્યારે બુધ્ધિરેખામાંથી क–ख જેવી રેખા નીકળી શનિના સ્થાન ઉપર ચઢે ત્યારે મનુષ્ય સંગીતમાં, ધર્મજ્ઞાનમાં, કે ઉંડી વિચારકતામાં નામ કહાડે છે. જ્યારે च–छ જેવી રેખા બુધ્ધિરેખામાંથી નીકળી સૂર્યના સ્થાન ઉપર આરોહણ કરે ત્યારે મનુષ્યમાં તીવ્ર કીર્તિલાલસા હોય છે અને પોતે પોતાની બુધ્ધિપ્રભાથી કીર્તિદેવીને પ્રાપ્ત કરી શકે છે. આવી કોઇ ઉપરેખા ( ज–झ રેખા આકૃતિ ૯ માં ) બુધના સ્થાન ઉપર જાય છે ત્યારે મનુષ્ય વાણિજ્ય કે વિજ્ઞાનમાં સફળતા મેળવે છે.

આકૃતિ ૯.

બુધ્ધિરેખામાંથી त–थ ( આકૃતિ ૮ માં ) જેવી રેખા નીકળી હૃદયરેખામાં ભળી જતી હોય તો તે તે વર્ષે મનુષ્યને અજબ આકર્ષણ થાય છે. વિચારશકિત તેને આ માર્ગમાંથી બાળી શકતી નથી તેમજ ભય તેને ડારી શકતો નથી.

કોઇ કોઇ વખતે હૃદયરેખા તથા બુદ્ધિરેખાના બદલે કેવળ એકજ રેખા જોવામાં આવે છે તેનું વિવેચન હૃદયરેખાના પ્રકરણમાં કરવામાં આવ્યું છે.

બુદ્ધિરેખા જ્યારે તિક્ષ્ણ અને ઉંડી હોય ત્યારે મનુષ્યમાં વિચારશકિત સારી હોય છે. આવા માણસો જેમાં બુદ્ધિનો ઉપયોગ કરવો પડે તેવો જીવનપંથ સ્વીકારે છે. જેના હસ્તામાં બુદ્ધિરેખા છાછરી હોય તેવો મનુષ્ય ઉંડો વિચાર કરી શકતો નથી. આવા માણસો ઉપલક કામ કરનારા હોય છે. બુદ્ધિ રેખા ઉંડી ન હોઇ પહોળી અને સ્થૂલ હોય તો તેવી રેખાવાળો મનુષ્ય જેવા જીવન પથમાં માનસિક શક્તિનો ઉપયોગ પ્રમાણમાં ઘણો ઓછો કરવો પડે તેવો પંથ સ્વીકારે છે.

જ્યારે કોઇપણ હસ્તમાં બેવડી બુદ્ધિરેખા જોવામાં આવે ત્યારે માણસ દ્વિમુખી મનોવૃત્તિ ધરાવનારો હોય છે. તેના મનની એક બાજુ મૃદુ અને લાગણીમય હોય છે અને બીજી કઠોર અને સખ્ત હોય છે. આવા મનુષ્યોમાં વાણીપટુતા સારી હોય છે. તેઓ દૃઢ ઇચ્છાશકિતવાળા અને સર્વદેશિય હોય છે. માનવ હૃદય સાથે અજબ રીતે તેઓ અનેક ખેલ ખેલી શકે છે. આવી બેવડી બુદ્ધિરેખા કોઇક કોઇક વખત અલગ બે રેખાઓ તરીકે ન હોતાં એક બીજામાં ગુંચવાયેલી સળંગ એક રેખા જેવી પણ જોવામાં આવે છે.

---

## પ્રકરણ ૪ થું

---

### હૃદયરેખા.

મનુષ્યના પ્રેમનો આદર્શ, સ્નેહીજનો તરફથી લાભ કે




આકૃતિ ૧

હાનિ, હૃદયની અવસ્થા વિગેરે વીગતો હૃદય રેખા ઉપરથી જણાય છે.

अ આકૃતિ ૧ માં ભિન્ન ભિન્ન સ્થળમાંથી નીકળતી હૃદયરેખા બતાવવામાં આવી છે.

द-अ રેખા શનિના સ્થાન નીચેથી નીકળે છે.

त-अ રેખા ગુરૂ તથા શનિની આંગળી નીચેથી નીકળે છે.

च-अ રેખા ગુરના મધ્યબિન્દુથી નીકળે છે અને क-अ રેખા ગુરૂના સ્થાનની અંતિમ કક્ષાથી નીકળે છે.

अ—च જેવી હૃદય રેખાવાળો મનુષ્ય શુદ્ધ પ્રેમનો પૂજારી હોય છે તેના પ્રેમનો આદર્શ ઉંચો હોય છે. પોતાનું સ્નેહપાત્ર પોતાના જેવું ઉચ્ચ વિચારવાળું હોય તેવું તે ઇચ્છે છે. આવો માણસ પોતાના આદર્શ કરતાં ઉતરતી સ્ત્રીને પરણવા ઇચ્છતો નથી. સમાજના બંધન પ્રમાણે પોતાને અનુકુળ પાત્ર ન મળે તો તેવા પુરૂષ યા સ્ત્રીમાં આંતર અસંતોષ ઘણો રહે છે. આવો માણસ કેવળ સ્થૂલવાસના પોષવા અન્ય સ્ત્રીગામી થતો નથી.

क-अ જેવી હૃદયરેખા ગુરૂનું મધ્યબિન્દુ ઓળંગી લગભગ ગુરૂની આંગળીના પ્રારંભથી નીકળતી હોય ત્યારે મનુષ્ય પ્રેમાંધ બને છે. માશુકના પ્રેમની મોહિની માશુકને માનવી સ્ત્રીની કક્ષામાંથી ખસેડી દૈવી સ્ત્રીની કક્ષામાં મૂકવા તેને પ્રેરે છે. આવા પ્રેમીઓ માશુકમાં રહેલા દોષો નીહાળતા નથી. પરિણામે જ્યારે માશુકમાં અક્ષમ્ય દોષો તેમની દૃષ્ટિએ પડે ત્યારે તેઓનું જીવન બરબાદ થઇ જાય છે. તેઓ વર્તન અને વાણી દ્વારા પ્રેમનો ઘણો 'ઉહાપોહ' કરી મૂકે છે.

હૃદયરેખા ગુરૂની અને શનિની આંગળીઓ વચ્ચેથી નીકળી ( જુઓ આકૃતિ ૧ માં अ त રેખા ) પોતાના માર્ગે વહતી હોય ત્યારે પ્રેમની સરિતા મસ્તી તજી ગંભીર થયેલી હોય છે. આવા પ્રેમીઓનો સ્નેહ ઘણો ઉંડો હોય છે પણ તેઓ પોતાના અનુરાગનો ઉહાપોહ કરતા નથી. આવા માણસોમાં ગુરૂનો આદર્શ અને શનિનો 'રાગ' ભળેલા હોય છે. તેઓ પોતાને જેવું સ્નેહ પાત્ર મળે તેવા પાત્રથી સંસારયાત્રા પૂરી કરવા પ્રયત્નશીલ થાય છે.

આ પ્રકારની રેખા ગુરૂ તથા શનિની આંગળીઓ વચ્ચેથી નીકળવાના બદલે ગુરૂના સ્થાનની, શનિના સ્થાન તરફની સપાટિની અંતિમ કક્ષાથી પણ નીકળે છે તેની પણ ઉપર મુજબ અસર થાય છે.

આકૃતિ ૧ માં આલેખેલી व-अ હૃદયરેખા શનિના સ્થાન આગળથી નીકળે છે. આવા મનુષ્યોના પ્રેમમાં કેવળ વિલાસની છાયા તરવરે છે. તેઓનો આદર્શ કેવળ દૈહિક વાસના પોષવામાં સમાયેલો હોય છે. આવી રેખા જો શનિના સ્થાન ઉપર આરોહણ કરતી હોય તો તેવા મનુષ્યમાં કેવળ સ્થૂલ ભાગની અધમ વાસના શિવાય બીજું કાંઇ હોતું નથી. આવા મનુષ્ય બહુ સ્વાર્થી પણ હોય છે.

જ્યારે હૃદયરેખા હાથના એક છેડાથી બીજા છેડા સુધી જતી હોય તો માણસમાં પ્રેમનો અતિરેક તેમજ ઇર્ષા પણ ઉત્પન્ન થયેલી હોય છે. આવું ચિહ્ન પ્રેમ જન્ય ઇર્ષા સૂચવે છે. જ્યારે હૃદયરેખા પોતાનું સ્થાન મૂકી ગ્રહોના સ્થાન પ્રતિ ઉંચી આવેલી હોય છે ત્યારે મનુષ્યના મનમાં સ્વાભાવિક ઇર્ષા રહેલી હોય છે.

આકૃતિ ૨ માં દર્શાવ્યા પ્રમાણે હૃદયરેખામાં નાની નાની



આકૃતિ. ૨

રેખાઓ વળગતી જણાતી હોય તો તેવા માણસનો પ્રેમ ઘણો અસ્થિર હોય છે. અને તેની મનોવૃત્તિઓ ઘણી ભટકતી હોય છે. આવા માણસના અનુરાગને આલંબન જોઇએ છે પણ તેનો અનુરાગ કોઇપણ પાત્રમાં સ્થિર થતો નથી.

આકૃતિ ૩ માં દર્શાવ્યા પ્રમાણે હૃદયરેખામાંથી રેખાઓ નીકળી ઉંચી જતી હોય તો લાભદાયી સ્નેહીઓ મળે છે. જ્યારે રેખાઓ નીકળી નીચે પડતી હોય ત્યારે મનુષ્યને સ્નેહ પાત્રોથી લાભ થવાના બદલે હાનિ થાય છે. આવા દષ્ટાંતોમાં માણસને સ્નેહનો બદલો મળતો નથી પરંતુ જે માણસોને આ માણસ સ્નેહની દૃષ્ટિએ જોતો હોય તે માણસો તેના વિરૂદ્ધ કામ કરે છે.



આકૃતિ ૩.

આકૃતિ ૪માં બતાવ્યા પ્રમાણે હૃદયરેખા સાંકળાકૃતિ હોય તો માણસ પ્રેમમાં અસ્થિર તેમજ તેનું હૃદય દુર્બળ હોય છે. હૃદયરેખા ઉપર બિન્દુ હોય તો મનુષ્ય હૃદયની નબળાઇ લાવનારા દરદોને પાત્ર બને છે. હૃદયરેખા ઉપર યવનું ચિહ્ન હોય તો મનુષ્ય આનુવંશિક હૃદય-રોગને પાત્ર બને છે. હૃદયરેખા ઉપર ચોકડીનું ચિહ્ન હોય છે તો માણસને અણચિંતવી હૃદયની નબળાઇ લાગુ પડેછે તેમ



આકૃતિ ૪.

જ પોતાના નજીકના સંબંધીનું મૃત્યુ પણ થાય છે.

આકૃતિ ૫માં હૃદયરેષાના પ્રારંભમાં બે ફાંટા પડેલા જોવામાં આવે છે. આવી રેષા હૃદયની સચ્ચાઇ બતાવે છે. આકૃતિ દર્શાવ્યા પ્રમાણે હૃદયરેષાના અંતમાં ફાંટા પડતા હોય તેવો માણસ પોતાની પાછળ સંતતિ મુકી જાય છે હૃદયરેષા શનિના સ્થાન નીચે બે વિભાગમાં વિભક્ત થતી હોય તો માનવની ઇચ્છા શક્તિની સત્તા બ્હારના પ્રસંગોથી હૃદયને આઘાત થાય છે. સ્ત્રીઓમાં આવું ચિહ્ન ઘણી વખત વૈધવ્ય કે પતિ-વિયોગ સૂચવે છે. સૂર્યના સ્થાન નીચે હૃદયરેષા આવી રીતે વિભક્ત થતી હોય તો હૃદયને પોતાના ગર્વને લીધે આઘાત થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, અને બુધના સ્થાન નીચે હૃદય-રેષા વિભકત થતી હોય તો પોતાની મુર્ખતાને લીધે હૃદયને આઘાત થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આકૃતિ ૫માં બતાવ્યા પ્રમાણે આ છેદ ઉપર ચતુષ્કનું ચિહ્ન હોય તો ઉપર લખેલા પ્રસંગના પરિણામમાંથી મનુષ્યનું રક્ષણ થાય છે.

આકૃતિ ૫.

આકૃતિ ૬ માં દર્શાવ્યા પ્રમાણે હૃદયરેષાનો એક ફાંટો ગુરૂના સ્થાન ઉપર અને બીજો ફાંટો ગુરૂ અને શનિની આંગળીઓ વચ્ચે જતો હોય તો માણસનું પરિણીત જીવન સુખી થાય છે તેનું પ્રેમી જીવન સુખી અને શાંત નીવડે છે. હૃદયરેષાના આવા બે ફાંટા આકૃતિ ૬ માં બતાવવામાં આવ્યા છે. હૃદયરેષાનો બીજો ફાંટો જો ગુરૂ અને શનિની આંગળીઓ વચ્ચે

આકૃતિ ૬.

જવાના બદલે શનિના સ્થાન ઉપર જતો હોય તો સ્વભાવની વિચિત્રતાના લીધે તેવું ચિહ્ન ધારણ કરનારનું પ્રેમીજીવન સુખી થતું નથી. આકૃતિ ૬ માં બતાવ્યા પ્રમાણે अ–व હૃદયરેખા ગુરૂના સ્થાન ઉપર આરોહણ ન કરતાં જીવન રેષા અને બુદ્ધિ રેષાને જોડાતી હોય તો આવા માણસને જીવનના પ્રારંભમાં પ્રેમમાં અથવા દંપતી જીવનમાં ચોક્કસ નિરાશા મળે છે. હૃદય-રેષા જીવન રેષાને આવી રીતે મળતી ન હોય પણ જીવન રેષા તરફ ઝુકતી હોય તો પણ દુઃખી દંપતી જીવન સૂચિત થાય છે. આકૃતિ ૬ માં બતાવ્યા પ્રમાણે હૃદયરેષામાંથી એક રેષા નીકળી પ્રારબ્ધરેષાને છેદતી હોય તો પુરૂષ અથવા સ્ત્રી વિધુર અથવા વિધવા થાય છે.

હૃદયરેષામાંથી ઉર્ધ્વગામિની કે અધોગામિની રેષાઓ નીક-ળતી ન હોય તો તેવા મનુષ્યનું હૃદય ઠંડુ અને લાગણીહીનં હોય છે. તેના તરફથી કોઇ સ્નેહીને લાભ થતો નથી તેમજ તેને પણ કોઇ સ્નેહી તરફથી લાભ થતો નથી. તેવો માણસ સ્નેહવટ જાળવી શકતો નથી. અને કેવળ પોતાના સ્વાર્થ પ્રતિ દૃષ્ટિ રાખે છે. હૃદયરેષા અંતમાં ફાંટા શિવાયની અને પાતળી હોય તો તેવો પુરૂષ કે સ્ત્રી તેમની પાછળ પ્રજા મૂકી જતાં નથી. જો હૃદયરેષા, જીવનરેષા અને બુદ્ધિરેષા પ્રારંભમાં બહુજ સંયુક્ત હોય તો તેવો માણસ પોતાની અભિલાષાઓ પોષવા સારૂં નરસું કાંઇ જોવા રહેતો નથી.

શનિના સ્થાન ઉપર નીકળતી હૃદયરેષાઓ સાંકળાકૃતિ અને પહોળી હોય તો તેવા પુરૂષ અથવા સ્ત્રીને વિજાતિ પ્રતિ અત્યંત તિરસ્કાર હોય છે. જ્યારે હૃદયરેષા ચળકતી રક્તવર્ણી હોય છે ત્યારે કામવાસના બહુજ પ્રબળ હોય છે જ્યારે હૃદયરેષા ફીક્કી અને પહોળી હોય છે ત્યારે મનુષ્ય ઉદાસીન અને લાગણી

હીન હોય છે. જ્યારે હાથમાં ટુંકી અથવા નહિ જેવી હૃદય-રેષા હોય છે ત્યારે તેવો મનુષ્ય ઉંડી લાગણીઓ અનુભવી શકતો નથી, જ્યારે મનુષ્યના હસ્તમાં મૂળ હૃદયરેષા હોય અને પાછળથી દેખાતી બંધ થઇ હોય ત્યારે તેવો મનુષ્ય મૂળ પ્રેમાળ હોય છે પણ પ્રેમના ક્ષેત્રમાં તેને ઘણી નિરાશાઓ મળી હોય છે અને તેના પરિણામે તે ઠંડો, લાગણીહીન અને ઉદાસીન થયો હોય છે.

કોઇ કોઇ વખત બુદ્ધિરેષા અને હૃદયરેષા એ બે રેષાઓના બદલે કેવળ એક રેષા જોવામાં આવે છે.

આકૃતિ ૭ માં अ-व અને अ क्ष એવી બે રેષાઓ બતાવવામાં આવી છે. હૃદયરેષા અને બુદ્ધિરેષા એ બે રેષાના બદલે अ-क्ष જેવી એક રેષા હૃદયરેષાનું સ્થાન લેતી હોય તો તેવો મનુષ્ય કોઇ વખત લાગણીઓથી દોરાય છે અને કોઇ વખત બુદ્ધિથી દોરાતો જોવામાં આવે છે. ઘણી વખત તેનામાં લાગણીઓનું પ્રાધાન્ય જોવામાં આવે છે. તેઓની ચિત્તની દિશા ચોક્કસ હોતી નથી. જ્યારે આ બે રેષાઓને બદલે अ-ग જેવી કેવળ એકજ રેષા બુદ્ધિરેષાના સ્થાને સીધી દેખાતી હોય તો તેવો માણસ ઘણોજ બુદ્ધિમાન હોય છે અને પોતાની માનસિક શકિતઓનો એકાંતમાં ઘણો સારો ઉપયોગ કરી શકે છે. તેનામાં સ્વાર્થના અંશો વધારે વિકાસ પામે છે અને પોતાનું કાર્ય સાધવામાં તેવો મનુષ્ય પોતાની સમગ્ર શકિતઓનો ઉપયોગ કરી શકે છે. ઉપલા બે પ્રકારની રેષાઓવાળા એકાંતમાં કામ કરવાની ટેવવાળા હોય છે અને એકાંતમાંજ તેઓ માનસિક કામ સારૂં કરી શકે છે.



આકૃતિ ૭.

# પ્રકરણ ૫ મું.

## પ્રારબ્ધ રેખા.

જીવનરેખા ઉપરથી ગૃહજીવન સૂચિત થાય છે તેવીજ રીતે પ્રારબ્ધ રેખા ઉપરથી મનુષ્યના બાહ્યજીવનની પ્રવૃત્તિ સૂચિત થાય છે. મનુષ્યને અર્થ પ્રાપ્તિ કે યશ પ્રાપ્તિની પ્રવૃત્તિમાં સુખ અથવા દુઃખ, ઉદય કે અસ્ત, પ્રકાશ કે અંધકાર જે પ્રાપ્ત થાય તેની વિગતો પ્રારબ્ધ રેખા ઉપરથી જણાય છે. પ્રારબ્ધરેખાને કર્મરેખા પણ કહેવામાં આવે છે. મનુષ્યના કર્મ અને તેના ફળની રૂપરેખા આ રેખા ઉપરથી જાણી શકાય છે. પ્રકરણ ૧લામાં આકૃતિ ૧માં ચ–છ રેખા આલેખેલી છે તે પ્રારબ્ધરેખા છે.

મહાન હસ્ત પરીક્ષક શીરો કહે છે કે પ્રાથમિક, ચોરસ, અને શોધક હાથમાં પ્રારબ્ધરેખા વધારે મહત્વની છે. અન્ય પ્રકારના હસ્તમાં જેટલી બળવાન પ્રારબ્ધરેખા હોય તેટલીજ બળવાન પ્રારબ્ધરેખા પ્રાથમિક, વ્યવહારિક અને શોધક હસ્તમાં હોય તો તવી રેખા સરખામણીમાં આર્થિક દૃષ્ટિએ વધારે સારૂં ફળ આપે છે અર્થપ્રાપ્તિ કે યશપ્રાપ્તિનો આધાર કેવળ આપબળ ઉપર હોય તેવા કેસોમાં બુદ્ધિરેખા બળવાન ન હોય તો બળવાન જણાતી પ્રારબ્ધરેખા પ્રમાણમાં ન્યૂન શુભફળ આપે છે.

કોઇ હસ્તમાં પ્રારબ્ધરેખા જીવનની નાની મોટી, બધી લાભ હાનિની ઘટનાઓ દર્શાવે છે, કોઇ હસ્તમાં પ્રારબ્ધરેખા જીવનના ઉદય અસ્તની મુખ્ય ઘટનાઓ જ બતાવે છે, તો કોઇ હસ્તમાં કાંઇ નિશ્ચિત જણાતું નથી. આવા માણસો પોતાની પ્રવૃત્તિ ઘણી ઝડપથી અલ્પસમયમાં બદલ્યા કરતા હોવાથી તેવા માણસોના હાથમાં પ્રારબ્ધરેખા સળંગરેખા તરીકે જોવામાં આવતી

નથી. પ્રારબ્ધરેખાનો અભાવ છતાં સુખી જણાતા મનુષ્યો બે વર્ગમાં વિભક્ત થાય છે.

૧. વારસાઈ હકથી લક્ષ્મી મેળવી તેની ઓથે સુખી જીવન ભોગવનારા મનુષ્યો. આ પ્રકારના મનુષ્યો પોતાને પ્રાપ્ત થયેલી શ્રીમાં વૃદ્ધિ કરવા અથવા યશપ્રાપ્તિ માટે કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ ખેડતા હોય તો તેમના હસ્તમાં પ્રારબ્ધરેખા હોય છે.

૨. જે માણસોના હસ્તમાં ગ્રહોનાં સ્થાન વિકાસ પામેલાં હોય છે, બુદ્ધિરેખા બળવાન છે પણ વારંવાર પ્રવૃત્તિ બદલાતી હોવાથી પ્રારબ્ધરેખા વાસ્તવીક સ્વરૂપમાં જોવામાં આવતી નથી. આવા માણસોના હસ્તમાં વિજયરેખા કોઈપણ સ્વરૂપમાં હોય છે અને જીવનરેખામાંથી ઉર્ધ્વગામિની રેખાઓ પણ હોય છે. આવા મનુષ્યો પ્રારબ્ધરેખાના દેખીતા અભાવ છતાં સુખી હોય છે.

વાસ્તવીક પ્રારબ્ધરેખાના અભાવમાં વિજયરેખા અથવા જીવન-રેખામાંથી શનિ કે ગુરૂના સ્થાન તરફ જતી ઉપરેખા પણ પ્રારબ્ધ રેખાનું સ્થાન લે છે.

ઉપલા દાખલા બાદ કરતાં પ્રારબ્ધરેખાનો અભાવ કેવળ નિર્ધન મનુષ્યના હસ્તમાં જોવામાં આવે છે.

સામાન્યતઃ કોઈપણ પ્રકારની પ્રવૃત્તિ કરનારના હસ્તમાં પ્રારબ્ધરેખાનું અસ્તિત્વ હોય છે.

ગુરૂ, સૂર્ય કે બુધનાં સ્થાન વિકાસ પામેલાં ન હોય અને બુદ્ધિરેખા બળવાન ન હોય તો પ્રારબ્ધરેખાવાળા મનુષ્યો હલકી પંક્તિનો સ્થૂલ ધંધો કરે છે ને તેમાં સફળતા પ્રાપ્ત કરી સુખી જીવન ગાળે છે.

હાથની બધી મુખ્ય રેખાઓ ઉંડી ન હોતાં પહોળી અને જાડી હોય તો તેવા મનુષ્યો જ્યાં માનસિક શક્તિઓનો ઉપ-

યોગ ઘણો ઓછો કરવામાં આવતો હોય તેવા વ્યવસાયમાં પડે છે. જેના હાથની રેખાઓ પહોળી અને જાડી ન હોઇ ઉંડી અને પાતળી હોય છે તેઓ જે પ્રવૃત્તિઓમાં માનસિક શકિત-ઓનો ઉપયોગ કરવો પડે તેવી પ્રવૃત્તિઓ સ્વીકારે છે.

પ્રારબ્ધ રેખા હથેલીના મૂળમાંથી, જીવન રેખામાંથી, ચંદ્રના સ્થાનમાંથી, મંગળના મેદાનમાંથી, અને શુક્રના સ્થાનમાંથી નીકળતી જોવામાં આવે છે.

પ્રારબ્ધરેખા જીવનરેખામાંથી નીકળતી હોય અને બળવાન



આકૃતિ. ૧

હોય ( अ–ज રેખા આકૃતિ ૧ માં ) તો મનુષ્ય સ્વપરાક્રમથી વિજય અને શ્રી મેળવી શકે છે. આવા મનુષ્યો પોતે સ્વીકારેલા ધંધામાં પોતાની સમગ્ર શકિતઓ રોકી સફળતા મેળવે છે. આવી પ્રારબ્ધરેખા પ્રારંભમાં મણિબંધથી નીકળતી હોય પણ જીવનરેખા સાથે સંયુકત રહેતી હોય અને પછી મુકત થઇ હથેળીમાં સ્વતંત્ર વહેતી હોય તો જેટલો સમય આવી પ્રારબ્ધ રેખા જીવનરેખા સાથે સંયુકત રહેતી હોય તેટલા સમયમાં મનુષ્યને પોતાની ઇચ્છા વિરૂધ્ધ પોતાના વડિલોને વશ રહી તેઓએ પસંદ કરેલો માર્ગ સ્વીકારવો પડે છે અથવા પોતાનો સ્વતંત્ર ધંધો હોવા છતાં પોતાની ઇચ્છા વિરૂધ્ધ પૈતૃક કુટુંબ સાથે સંયુકત રહેવું પડે છે. આ સમય દરમ્યાન તેને પોતાના વડિલોની ઇચ્છાને વશ રહી વર્તવું પડે છે.

પ્રારબ્ધરેખા ( જુઓ अ–क્ષ રેખા આકૃતિ ૧ માં ) મણિ-બંધમાંથી નીકળી શનિના સ્થાન ઉપર સીધી જતી હોય તો તેવો માણસ સ્વપરાક્રમથી ઉંચીકક્ષા પ્રાપ્ત કરી શકે છે. આની

સાથે પ્રારંભથી વિજયરેખા હોય તો આવો માણસ ઘણો ભાગ્ય-શાળી નીકળે છે.

પ્રારબ્ધ રેખા ( જુઓ अ–क्ष રેખા આકૃતિ ૧ માં ) ચંદ્રના સ્થાનમાંથી નીકળી શનિના સ્થાન તરફ જતી હોય તો તેવા મનુષ્યને વિજય અને શ્રી માટે અન્ય મનુષ્યો ઉપર આધાર રાખવો પડે છે.

પ્રારબ્ધ રેખા શુક્રના સ્થાનમાંથી નીકળી શનિના સ્થાન તરફ જતી હોય ત્યારે ( જુઓ र–श्र રેખા આકૃતિ ૧ માં ) તેવા મનુષ્યનો ભાગ્યોદય પિતૃપક્ષ અથવા સગાં સંબંધીઓની લાગ-વગથી થાય છે, અને સ્વીકારેલા વ્યવસાયમાં તે તેવીજ મદદથી વૃદ્ધિ પામે છે.

· આકૃતિ ૧માં ञ–ञ રેખા બુદ્ધિરેખામાંથી ઉદય પામી શનિના સ્થાન ઉપર જાય છે. આવી પ્રારબ્ધરેખા કેવળ પોતાનીજ બુદ્ધિથી પ્રાપ્ત થતી સફળતા સૂચવે છે. આવો વિજય મોડો એટલે લગભગ ૩૫ વરસ પછી પ્રાપ્ત થાય છે. આનો અર્થ એવો થતો નથી કે ૩૫ વર્ષ પહેલાંના વર્ષોમાં મનુષ્ય આજીવીકા હીન રહે છે. આ રેખાનો અર્થ એટલોજ છે કે મનુષ્ય જીવનના પાછલા અર્ધમાં પોતાની બુદ્ધિના પ્રયોગથી પોતાના જીવનમાં ઘણું શુભ પરિવર્તન લાવે છે. જો પ્રારબ્ધ રેખા મંગળના મેદાનમાંથી નીકળે છે તો મનુષ્યની આગલી જીંદગી દુઃખી જાય છે અને પાછીથી તેને સુખ મળે છે.

ચોરસ હાથવાળા મનુષ્યમાં જો બુદ્ધિરેખા સારી હોય અને ગ્રહોનાં સ્થાન વિકાસ પામેલાં હોય અને પ્રારબ્ધરેખા હથેલીમાં મધ્યભાગે સ્પષ્ટ દેખાતી હોય અને આદિ અને અંતમાં દેખાતી ન હોય તો જેટલા વિભાગમાં પ્રારબ્ધ રેખા સ્પષ્ટ દેખાતી હોય તેટલા વર્ષ વિભાગમાં આવો માણસ સારી સંપત્તિ એકઠી કરે છે.

આકૃતિ ૨ માં अ–क અને क–ड એવી બે પ્રારબ્ધ રેખાઓ



આકૃતિ ૨.

બતાવી છે. અ–દ રેખા પ્રારંભમાં સરળ નથી. આવી રેખાવાળો માણસ જ્યાં સુધી રેખા અસરળ હોય છે તેટલા વર્ષોમાં પોતાના વ્યવસાયમાં સ્થિર થતો નથી. જ્યારથી રેખા દૃઢ થઈ આગળ સરતી જણાય છે તે તે વર્ષથી તે પોતાના ધંધામાં સ્થિર અને સુખી થાય છે. ચંદ્રના સ્થાન ઉપરથી નીકળતી રેખા જ્યારે હથેળીના મધ્યમાં પ્રવેશ કરી સીધી શનિના સ્થાન તરફ જાય છે ત્યારે જ્યારથી આ રેખા પોતાની દિશા બદલે છે ત્યારથી પ્રારબ્ધમાં શુભ પરિવર્તન થવા માંડે છે ( જુઓ રેખા ક–ડ આકૃતિ ૨ માં ) જ્યારે પ્રારબ્ધરેખા પોતાના માર્ગમાં ગુરૂના સ્થાન તરફ દિશા બદલે છે ત્યારે તે તે વર્ષે મનુષ્યને પોતાના ધંધામાં લાભ મળે છે અને તે અધિકારપદ પામે છે. ( જુઓ આકૃતિ ૨ માં પ્રારબ્ધરેખા અ માંથી નીકળી ય આગળ પોતાની દિશા ગુરૂના સ્થાન તરફ બદલે છે ) જ્યારે પ્રારબ્ધરેખા પોતાના માર્ગમાં ઝાંખી થાય છે ત્યારે જે વર્ષોમાં આ રેખા ઝાંખી દેખાતી હોય તે તે વર્ષમાં મનુષ્યને આર્થિક મુશ્કેલી વધારે પડે છે. જ્યારે પ્રારબ્ધરેખા પોતાના મૂળ રંગ પ્રાપ્ત કરે છે ત્યારે તેવા માણસની આર્થિક અવસ્થા સુધરવા માંડે છે.

આકૃતિ ૩ માં પ્રારબ્ધરેખાના બે જુદા જુદા પ્રકારના વિભાગ



આકૃતિ. ૩

બનાવવામાં આવ્યા છે. જ્યારે પ્રારબ્ધ રેખાના બે સીધા વિભાગ થયેલા હોય છે ત્યારે તેવા વિભાગ ખાસ અશુભ સૂચવે છે. આવા સમયે માણસને પોતાના ધંધાઓમાં ખાસ અનિષ્ટ અસર થાય છે. જ્યારે પ્રારબ્ધ રેખાના એક વિભાગનો અંત આવતા પહેલાં બીજા વિભાગની શરૂઆત થતી

હોય છે ત્યારે મનુષ્યના પ્રારબ્ધમાં તેની ઇચ્છાનુકુળ સારૂં પરિવર્તન થાય છે. આકૃતિ નં. ૩ માં દર્શાવ્યા પ્રમાણે પ્રારબ્ધરેખાના પ્રારંભમાં બે ફાંટા પડતા હોય અને તે ફાંટાના મીલન પછી પ્રારબ્ધરેખા બળવાન દેખાતી હોય તો તે મનુષ્યના ભાગ્યની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે. આવો મનુષ્ય સ્વપરાક્રમી હોય છે. પોતાની જન્મની અવસ્થા કરતાં ઘણી સારી સ્થિતિને તેવો મનુષ્ય પ્રાપ્ત કરે છે. પ્રારબ્ધરેખા ઉપર ચોકડીનું ચિહ્ન હોય તો જે વર્ષે પ્રારબ્ધરેખા ઉપર આ ચિહ્ન જણાતું હોય તે વર્ષમાં મનુષ્ય ઉપર આકસ્મિક આપદ્ આવી પડે છે અને તેના ધંધાને ધક્કો લાગે છે. આ ચોકડીના ચિહ્ન પછી પ્રારબ્ધરેખા દેખાતી ન હોય તો મનુષ્યનો વ્યવસાય આ ફટકા પછી સુધરતો નથી આવી રીતે પ્રારબ્ધરેખાનો અંત આવતો હોય અને જીવનરેખા પણ તેટલાજ વર્ષ સુધીનું જીવન સૂચવતી હોય તો મનુષ્યના જીવનનો અંત આ ફટકાના પરિણામે આવે છે. આકૃતિ ૩ માં આવી ચોકડીનું ચિહ્ન પ્રારબ્ધરેખા ઉપર બતાવ્યું છે.

આકૃતિ ૪માં પ્રારબ્ધરેખા ઉપર યવ, બિન્દુ, વર્તુળ, છેદકરેખા અને ચતુષ્કનાં ચિહ્ન બતાવેલાં છે. યવનું ચિહ્ન પ્રારબ્ધરેખા ઉપર અશુભ અસર કરનારૂં નીવડે છે. જે વર્ષમાં પ્રારબ્ધરેખા ઉપર યવનું ચિહ્ન આવેલું હોય તે વર્ષના ગાળામાં મનુષ્યની મનોવૃત્તિઓ અધમ દિશા ગ્રહણ કરે છે અને તેવી અધમ વળણના લીધે મનુષ્યને પોતાના ધંધામાં ઉપાધિયો ઉભી થાય છે.

આકૃતિ ૪.

યવનું ચિહ્ન પસાર કર્યા પછી પ્રારબ્ધરેખા સબળ દેખાતી હોય તો કાયમનું નુકસાન થતું નથી, પણ પોતાને લાંછન લાગવાનો સમય પ્રાપ્ત થાય છે. પ્રારબ્ધરેખા ઉપર

બિન્દુ દેખાતું હોય તો મનુષ્યના ભાગ્યની વૃદ્ધિ તાત્કાલિક અટકે છે પણ પ્રારબ્ધરેખા બિન્દુ પછી બળવાન દેખાતી હોય તો કાંઇ વાંધો આવતો નથી. પ્રારબ્ધરેખા ઉપર છેદકરેખા પડેલી હોય તો તે તે વર્ષે છેદક રેખાના પ્રમાણમાં મનુષ્યને આર્થિક નુકશાન થાય છે. આવી છેદકરેખા પ્રારબ્ધરેખા કરતાં વધારે બળવાન હોય તો ચોક્કસ વધારે નુકશાન થાય છે. છેદકરેખા પછી પ્રારબ્ધરેખા તૂટી જતી હોય તો માણસની આજીવીકાનો નાશ થાય છે. આ છેદકરેખા પ્રારબ્ધરેખા કરતાં ઝાંખી હોય તો માણસને પોતાના વ્યવસાયમાં વિરોધ મળે છે. પણ હાનિ થતી નથી. પ્રારબ્ધરેખા ઉપર વર્તુલનું ચિહ્ન હોય તો તે વર્ષે મનુષ્ય પોતાના ધંધા પરત્વે વમળમાં ચઢે છે અને વર્ષ ગણના કરતાં જેટલા વર્ષનો ગાળો તે વર્તુલે પ્રારબ્ધરેખા ઉપર રોકેલો હોય તેટલાં વર્ષ ગયા પછી મનુષ્ય સુખી થાય છે. પ્રારબ્ધરેખા ઉપર ચતુષ્ક હોય તો મનુષ્યનો ગંભીર મુશ્કેલીઓમાંથી બચાવ થાય છે.



આકૃતિ ૫.

આકૃતિ ૫માં બતાવ્યા પ્રમાણે પ્રારબ્ધરેખા अ—ब શનિના સ્થાન ઉપર જવાના બદલે ગુરૂના સ્થાન ઉપર જાય તો આવો પુરૂષ ઉચ્ચ સત્તાના પદે પહોંચે છે. પ્રારબ્ધરેખા સૂર્યના સ્થાન ઉપર જાય ( જુઓ अ—क રેખા આકૃતિ ૫માં ) તો માણસને શ્રી અથવા કીર્તિ ઘણી પ્રાપ્ત થાય છે. પ્રારબ્ધરેખા જો બુધના સ્થાન તરફ જાય ( જુઓ આકૃતિ ૫ માં રેખા अ—ड ) તો મનુષ્ય વાણિજ્યમાં કે વિજ્ઞાનમાં કે કોઇ શાસ્ત્રીય જ્ઞાનની વિશિષ્ટ શાખામાં પરમ વિજય પ્રાપ્ત કરે છે. પ્રારબ્ધરેખા શનિના સ્થાન ઉપર જતી હોય પણ માર્ગમાં બૃહસ્પતિ સૂર્ય કે બુધના સ્થાન ઉપર ઉપરેખાઓ મોકલે તોપણ ઉપર પ્રમાણે ફળ મળે છે.

પ્રારબ્ધરેખાના જે વર્ષે આવી ઉપરેખાઓ નીકળતી હોય તે તે વર્ષમાં તે ઉપરેખાથી થતું ફળ મળે છે.

પ્રારબ્ધરેખા આકૃતિ ૬ માં દર્શાવ્યા પ્રમાણે બુદ્ધિરેખા સાથે જોડાઇ ત્યાંથી તેની ગતિ નિયંત્રિત થતી હોય અને ખાસ કરીને તે સ્થળે બિન્દુનુ ચિહ્ન હોય તો મનુષ્ય બુદ્ધિ દોષથી પોતાનો વ્યવસાય ગુમાવે છે (જુઓ अ-व રેખા આકૃતિ ૬ માં )




આકૃતિ ૬.

પ્રારબ્ધરેખા જો હૃદયરેખાથી અટકી જતી હોય અને ખાસ કરીને તે સ્થળે બિન્દુ હોય તો માણસ સ્નેહનાં બંધનોના લીધે પોતાનો વ્યવસાય છોડે છે. જો પ્રારબ્ધરેખા હૃદયરેખામાં ભળી જઇ તેની કોઇ શાખામાં જોડાઇ ગુરૂના સ્થાન ઉપર આરોહણ કરતી હોય તો આવો મનુષ્ય પોતાની પાછલી વયમાં સારો વિજય પામે છે ( જુઓ क-ङ રેખા આકૃતિ ૬ માં ).

આકૃતિ ૭ માં બતાવ્યા પ્રમાણે પ્રારબ્ધરેખા ( अ-ज રેખા ) શનિના સ્થાન ઉપર જઇ ગુરૂના સ્થાન ઉપર જતી હોય તો તેવા મનુષ્યની પાછલી વયમાં બધી ઇચ્છાઓ સફળ થાય છે. પ્રારબ્ધરેખા શનિના સ્થાન ઉપર આરોહણ કરી છેક શનિની આંગળી સુધી જતી હોય અથવા તેના ઉપર ચઢી જતી હોય તો ( જુઓ क-ङ રેખા આકૃતિ ૭ માં ) આવો મનુષ્ય ઉદયના ઉચ્ચ શિખરે પહોંચ્યા




આકૃતિ. ૭

પછી એકદમ ગબડી પડે છે, તેના પોતાના જ માણસો તેના સામા પડે છે અને તેના વિનાશના કારણભૂત બને છે.

આકૃતિ ૮ માં ચંદ્રના સ્થાન ઉપરથી નીકળી પ્રારબ્ધરેખાને સ્પર્શ કરતી अ-व રેખા બતાવવામાં આવી છે. આવી રેખા કોઇ વ્યક્તિ તરફથી ભાગ્ય વૃધ્ધિ કરનારી અણચિંતવી મદદ સૂચવે છે સ્ત્રીઓની બાબતમાં આવી રેખા શ્રીમંત સહચર સૂચવે છે. જ્યારે પ્રારબ્ધરેખાની સમાંતર નાની રેખા જોવામાં આવતી હોય (રેખા क-ड આકૃતિ ૮ માં) ત્યારે જ્યારથી આ રેખા ઉદય પામતી હોય ત્યારથી મનુષ્યને પોતાના વ્યવસાયમાં લાભ મળે છે. પ્રારબ્ધરેખા આ વખતે ઝાંખી લાગતી હોય તો આ રેખા તેની ઉણપ પૂરે છે. જીવન રેખા પૂર્ણ થયા પહેલાં પ્રારબ્ધરેખા પૂરી થતી ઘણી વખત જોવામાં આવે છે તેનો અર્થ એટલોજ છે કે પ્રારબ્ધરેખા જે વર્ષે પૂરી થતી હોય તે વર્ષ પછી મનુષ્ય અર્થ પ્રાપ્તિની પ્રવૃત્તિમાંથી પાછો ફરે છે. સરકારી નોકર હોય તો તે વાનપ્રસ્થ થયા પછી બીજો વ્યવસાય સ્વીકારતો નથી. બીજો ધંધો કરતો હોય તોપણ મનુષ્ય પ્રારબ્ધરેખાનો અંત આવતો હોય ત્યારે પોતાના ધંધામાં સક્રિય ભાગ લેતો બંધ થાય છે. अ-व જેવી બીજી નાની રેખાઓ પ્રારબ્ધરેખામાં ભળતી જોવામાં આવે છે તેમાંની ઘણીખરી પ્રીતિ-સંબંધ બતાવનારી રેખાઓ હોય છે. તેનું વિવેચન લગ્નરેખાના પ્રકરણમાં આપવામાં આવ્યું છે.



આકૃતિ ૮

ઘણી વખત બે પ્રારબ્ધરેખાઓ પણ જોવામાં આવે છે. આવી બેવડી પ્રારબ્ધરેખાવાળો મનુષ્ય બે પ્રકારની પ્રવૃતિ સાથે સાથે ચલાવે છે. આ બે પ્રવૃત્તિરેખાઓમાંથી એક અટકી જતી

હોય અને બીજી આગળ વધતી હોય તો આ બે પ્રવૃત્તિઓ પૈકી એકમાં મનુષ્ય રસ લેતો બંધ થાય છે, અને બીજી પ્રવૃત્તિમાં પોતાની સમગ્ર શક્તિ રોકે છે.

જીવન રેખાની અંદર આવેલાં શુક્ર તથા મંગળના સ્થાન ઉપરથી નીકળી પ્રારબ્ધરેખાને છેદતી રેખાઓ વિષે આગળ લખવામાં આવ્યું છે. તેમજ મંગળ व ઉપરથી નીકળતી શત્રુ રેખાઓની અસરો પ્રકરણ ૧૨ માં વર્ણવેલી છે. શુક્રના સ્થાન ઉપરથી નીકળી પ્રારબ્ધરેખાને છેદતી રેખાઓ સગાં સંબંધી તરફથી વિરોધ અને દ્રવ્યલાભ સૂચવે છે અને મંગળના સ્થાન ઉપરથી નીકળી પ્રારબ્ધરેખાને છેદતી રેખા શત્રુઓ તરફથી વિરોધ સૂચવે છે.

આ પ્રકરણમાં આપેલી વીગતો સ્ત્રીઓને પણ લાગુ પડે છે જે સમાજમાં સ્ત્રીઓનું સ્વતંત્ર આર્થિક જીવન નથી ત્યાં શુભ સૂચક 'પ્રારબ્ધરેખા' સુખી જીવન સૂચવે છે. કાંઈક અંશે સ્ત્રીના હાથની શુભસૂચક પ્રારબ્ધરેખા પતિની નબળી પ્રારબ્ધરેખાની ઉણપ પૂરે છે.

---

## પ્રકરણ ૭ મું.

### સૂર્યરેખા-વિજયરેખા.

પ્રકરણ ૧ લામાં આકૃતિ ૧ માં ज-ज्ञ રેખા બતાવી છે તેને વિજયરેખા અથવા સૂર્યરેખા કહેવામાં આવે છે. આ રેખાને લક્ષ્મી રેખા પણ કહેવામાં આવે છે.

હસ્તમાં લક્ષ્મી પ્રાપ્તિનાં બીજાં ચિહ્ન ન હોય અને અર્થપ્રાપ્તિ માટે કેવળ વિજયરેખા ઉપર આધાર રાખવાનો હોય ત્યારે સૂર્ય-

રેખા અર્થ પ્રાપ્તિ સૂચવે છે. આવા માણસને એકાદ બે સુંદર પ્રયત્નથી જોઇતું લક્ષ્મી સુખ મળે છે. પ્રારબ્ધરેખાના અભાવે સૂર્યરેખા પ્રારબ્ધરેખાનું સ્થાન લે છે અને જેવી રીતે હસ્તના પ્રકાર પ્રમાણે પ્રારબ્ધરેખા ન્યૂનાધિક ફળ આપે છે તે પ્રમાણે સૂર્યરેખા પણ હસ્તના પ્રકારાનુસાર ફળ આપે છે.

સામાન્યતઃ સૂર્યરેખા વિજય સૂચવે છે જેના હાથમાં પ્રારબ્ધરેખા શુભ સૂચક હોય અને સાથે સાથે સૂર્યરેખા કોઇપણ સ્વરૂપમાં હોય તો તે માણસને પ્રમાણમાં અલ્પ આયાસે પોતાના વ્યવસાયમાં વિજય મળે છે. મનુષ્યને પોતાના વ્યવસાયમાં જેમ વિજય મળે તેમ અર્થ પ્રાપ્તિ પણ થાય તે નિયમાનુસાર સૂર્યરેખા અર્થ પ્રાપ્તિ પણ સૂચવે છે. જેના હસ્તમાં સૂર્યરેખા નથી હોતી તેનો હાથ ગમે તેટલો શુભસૂચક હોય તો પણ વિજય પ્રાપ્તિ માટે તેને વધુ મહેનત કરવી પડે છે અને તેના પ્રયાસના પ્રમાણમાં અર્થ પ્રાપ્તિ તેને ઘણી ઓછી થાય છે. જ્યારે સૂર્યરેખાવાળા હસ્તને વિજયશ્રીને વરવાનો પંથ સુગમ થઇ પડે છે.

ઐહિક સુખપ્રાપ્તિનાં ચિહ્નો હસ્તમાં ન હોય તો સૂર્યરેખા કેવળ ઉલ્લાસમય અને કળાપ્રિય પ્રકૃતિ સૂચવે છે.

આકૃતિ ૧ માં જુદા જુદા સ્થાનથી નીકળતી વિજય રેખા બતાવવામાં આવી છે.



આકૃતિ ૧

अ–ब જીવનરેખામાંથી ઉદ્ભવતી વિજયરેખા,

च–छ ચંદ્રના સ્થાનમાંથી ઉદ્ભવતી વિજયરેખા,

क–ड મંગળના મેદાનમાંથી નીકળતી વિજયરેખા

त–थ બુદ્ધિ રેખામાંથી નીકળતી વિજયરેખા,

જીવનરેખામાંથી નીકળતી વિજયરેખા ( अ–ब રેખા આકૃતિ ૧માં ) જીવનમાં સ્વીકારેલા વ્યવસાયમાંથી પ્રાપ્ત થતી વિજયશ્રી સૂચવે છે. સમગ્ર હાથ કળાપૂજક ભાવ સૂચવતો હોય તો મનુષ્ય

કળાના ક્ષેત્રમાં વિજય પામે છે. ચંદ્રના સ્થાન ઉપરથી ઉદ્ભવતી વિજયરેખા પરાવલંબી વિજય સૂચવે છે (च-छ રેખા આકૃતિ ૧ માં) આ સાથે બુદ્ધિરેખા ચંદ્રના સ્થાન તરફ ઢળતી હોય તો કાવ્ય પ્રદેશમાં વિજય પ્રાપ્ત થાય છે.

મંગળના મેદાનમાંથી વિજયરેખા (જુઓ क-ड રેખા આકૃતિ ૧ માં) નીકળતી હોય તો પ્રારંભમાં ઘણી મુશ્કેલીઓ વેઠ્યા પછી વિજયશ્રી પ્રાપ્ત થાય છે. બુદ્ધિરેખામાંથી વિજયરેખા નીકળતી હોય (જુઓ त-थ રેખા આકૃતિ ૧ માં) તો મનુષ્યને વિજય સ્વબુદ્ધિ પ્રભાવથી પ્રાપ્ત થાય છે. આ વિજય પ્રાપ્તિ લગભગ ૩૫ વરસ પછી થાય છે.

આકૃતિ ૨ માં क-ड રેખા હૃદયરેખામાંથી નીકળી સૂર્યના સ્થાન તરફ આરોહણ કરતી દેખાય છે. આવી રેખા જે વર્ષથી શરૂ થતી હોય ત્યારથી મનુષ્ય પોતાના ધંધામાં અધિક વિજય અને લક્ષ્મી પ્રાપ્ત કરે છે. લગભગ ૪૨-૪૫ વરસો પછી આવા ચિહ્નવાળો પોતાની ધારણા પ્રમાણે સફળતા પ્રાપ્ત કરે છે. સામાન્યતઃ આવી રેખા પાછલી



આકૃતિ ૨.

વયમાં આર્થિક સુખ સૂચવે છે. પ્રારબ્ધરેખામાંથી વિજયરેખા (જુઓ આકૃતિ ૨ માં अ-ब રેખા) નીકળતી હોય અને સૂર્યના સ્થાન તરફ જતી હોય તો જે વર્ષથી પ્રારબ્ધ રેખામાંથી વિજયરેખા છુટી પડતી હોય તે વર્ષથી મનુષ્યને પોતાના ધંધામાં સફળતા મળવા માંડે છે. આવી રીતે સૂર્યરેખા નીકળતા પહેલાં પ્રારબ્ધરેખા च-छ જેવી છેદક રેખાથી છિન્ન થતી હોય અને તે પછી પ્રારબ્ધરેખા નબળી પડતી હોય અને તે પછી વિજયરેખા નીકળતી હોય તો વિજયરેખા

આગલા ફટકાથી બગડેલી ભાગ્યની સ્થિતિને ઠેકાણે લાવી ધીમે ધીમે પ્રારબ્ધમાં સફળતા આપે છે.

આકૃતિ ૩ માં अ–ब સૂર્યરેખા બતાવવામાં આવી છે. આવી રેખા જ્યારે હસ્તમાં અસ્થિર-સર્પાકાર દેખાતી હોય ત્યારે મનુષ્યની આર્થિક હાલત બહુ ડામાડોળ હોય છે. શુક્રના સ્થાન ઉપરથી નીકળી क–ड જેવી રેખા સૂર્ય રેખાને છેદતી હોય તો કોઇ સગાં સંબંધી કે સ્નેહીના સબબે આર્થિક નુકશાન થાય છે આવી રેખા ઉપર યવનું ચિહ્ન હોય તો આર્થિક નુકશાન સાથે અપયશ પણ મળે છે. મંગળના સ્થાન ઉપરથી આકૃતિ ૩ માં બતાવ્યા પ્રમાણે च–छ રેખા સૂર્યરેખાને છેદતી હોય તો કોઇ શત્રુથી ધનહાનિ થાય છે. સૂર્યરેખા ઉપર ચોકડીનું ચિહ્ન હોય તો આકસ્મિક નુકશાન થાય છે.



આકૃતિ ૨.

આકૃતિ ૪ માં બતાવ્યા પ્રમાણે સૂર્યરેખાના અંતે સૂર્યના સ્થાન ઉપર તારકનું ચિહ્ન હોય તો મનુષ્ય ઘણો કીર્તિમાન થાય છે. સૂર્યરેખા પોતાના માર્ગમાં કોઇપણ સ્થળે એકદમ બેવડાઇ જતી હોય તો આકસ્મિક ધનલાભ થાય છે. अ–ब જેવી રેખા ચંદ્રના સ્થાનમાંથી નીકળી સૂર્યરેખાને મળતી હોય અને તેનામાંથી च–छ જેવી રેખા નીકળી સૂર્ય રેખાની સમાંતર ચાલતી હોય તો તેવા મનુષ્યને લગ્નથી કે કોઇ સ્નેહીથી ધન પ્રાપ્તિ થાય છે.



આકૃતિ ૪.

પોતાના માર્ગમાં સૂર્ય રેખા જ્યારે નિસ્તેજ પડતી કે

ત્યારે મનુષ્યને ધનની પણ તાણ રહે છે. જેટલા વર્ષના ગાળામાં સૂર્યરેખા આવી રીતે ઝાંખી રહેતી હોય તેટલા વર્ષમાં મનુષ્યની આર્થિક સ્થિતિ નબળી રહે છે. જ્યારથી સૂર્ય રેખા ઉજ્વલ દેખાતી હોય તે વર્ષથી મનુષ્યની આર્થિક સ્થિતિ સુધરવા માંડે છે.

આકૃતિ ૫ માં સૂર્ય રેખાને છેદતી ચંદ્રના સ્થાન ઉપરથી નીકળતી રેખા બતાવવામાં આવી છે. તેમજ સૂર્ય રેખામાં ભળતી સૂક્ષ્મરેખાઓ, સૂર્યરેખાને છેદતી આડી રેખાઓ, અને સૂર્યરેખાની સમાંતર જતી રેખાઓ બતાવવામાં આવી છે. આવી સમાંતર રેખા ધન પ્રાપ્તિના સાધનોની વિવિધતા સૂચવે છે. જ્યારે સૂર્ય રેખાને આડી નાની રેખાઓ છેદે છે, ત્યારે અર્થ પ્રાપ્તિમાં મુશ્કેલીઓ આવે છે અને નુકશાન પણ થાય છે. જ્યારે સૂક્ષ્મરેખાઓ સૂર્યરેખાને વળગતી જણાય છે ત્યારે તે તે વર્ષે ધનવૃદ્ધિ થાય છે. ચંદ્રના સ્થાન ઉપરથી ક્ર–ર જેવી રેખા નીકળી સૂર્ય રેખાને છેદે છે ત્યારે મનુષ્યને પ્રેમના કીસ્સામાં ધનહાનિ થાય છે આવી રેખા ઉપર યવનું ચિહ્ન હોય તો મનુષ્યને ધનહાનિ સાથે અપકીર્તિ પણ મળે છે. સૂર્ય રેખા ઉપર ચતુષ્કનું ચિહ્ન હોય છે તો (જુઓ આકૃતિ ૫) શત્રુઓ તરફથી અપકીર્તિ કરાવનારા પ્રયાસોમાંથી મનુષ્યનું રક્ષણ થાય છે.



આકૃતિ ૫.

સૂર્યના સ્થાન ઉપર એક કરતાં વધારે બે ત્રણ રેખાઓ હોય તો મનુષ્યને ધન પ્રાપ્તિનાં બે ત્રણ વિશિષ્ટ સાધનો હોય છે અને તે રેખાઓ પૈકી જેટલી રેખા બળવાન લાગતી હોય તેટલાં ધન પ્રાપ્તિનાં બળવાન સાધનો હોય છે.

સૂર્યના સ્થાન ઉપર |||। આવી નાની નાની અનેક રેષાઓ હોય તો મનુષ્ય ધનપ્રાપ્તિ માટે અનેક પ્રકારના તરંગો સેવે છે પણ કોઇપણ પ્રકારમાં સ્થાયી વિજય મેળવવા પૂરતી ધીરજ તેનામાં હોતી નથી.

પ્રારબ્ધરેષાના પ્રારંભથી સૂર્યરેષા પણ ઉદય પામતી હોય અને તેની સાથે સમાંતર સૂર્યના સ્થાન ઉપર જતી હોય તો મનુષ્ય ઘણો ભાગ્યશાળી અને સંપત્તિવાળો બને છે. જીવનની શરૂઆતથી તે વિજય અને લક્ષ્મીને પ્રાપ્ત કરતો જાય છે. પોતાના વ્યવસાયમાં સિદ્ધિ પ્રાપ્ત કરવા તેને બહુ શ્રમ કરવો પડતો નથી પણ બધું તેને અનુકુળ થતું જાય છે ( જુઓ રેષા અ-વ આકૃતિ ૬ માં ).

આકૃતિ ૬ માં દર્શાવ્યા પ્રમાણે વિજયરેષા જો સૂર્યના સ્થાન ઉપર જવાના બદલે બુધના સ્થાન ઉપર જાય છે ત્યારે મનુષ્ય વાણિજ્ય કે વિજ્ઞાનના ક્ષેત્રમાં અધિક વિજયશ્રી પામે છે. ( જુઓ રેષા અ-ક્ર આકૃતિ ૬ માં) આકૃતિ ૬ માં દર્શાવેલી અ-વ સૂર્યરેષામાંથી ઉપરેષાઓ નીકળી ઉર્ધ્વગામિની થતી હોય તો તે તે વર્ષે મનુષ્યની આર્થિક અવસ્થામાં સુધારો થાય છે.



આકૃતિ ૬.

જો માણસની ત્રીજી આંગળી બીજી આંગળી જેટલી લગભગ લાંબી હોય અને હાથમાં લાંબી સૂર્યરેષા હોય તો તે માણસ જીવનને લોટરીની દ્રષ્ટિથી જોવાની પ્રકૃતિવાળો હોય છે. આ સાથે હાથ શંકુ આકારના પ્રકારવાળો હોય તો આવો માણસ સટ્ટાના તત્વવાળા ધંધાઓ દ્વારા શ્રી પ્રાપ્તિ કરવા મથે છે.

હવે આપણે વિજયરેષાના અંતમાં પડતા ફાંટાઓનો વિચાર કરવાનો છે.

સૂર્યરેષા અંતે ત્રીશૂલાકારના ચિહ્નમાં વિભકત થતી હોય તો મનુષ્ય પોતાની લાયકાતથી કીર્તિ અને વૈભવના શિખરે પહોંચે છે જો સૂર્યરેષામાંથી ત્રીશૂલ ન બનતાં એકજ ફાંટો જુદો પડતો હોય તો મનુષ્ય પોતાની માનસિક શક્તિને પોતાના સ્વીકૃત વ્યવસાય શિવાય બીજા વિશિષ્ટ માર્ગે વાપરતો હોય છે અને તેમ કરી શ્રી મેળવવા પ્રયત્ન કરતો હોય છે. જો આકૃતિ ૭ માં બતાવ્યા પ્રમાણે ચ–ક અને ત–ક એવા ત્રણ પ્રાયઃ સરખા વિભાગમાં વિજય રેષા વિભકત થતી હોય તો મનુષ્ય ઘણોજ વૈભવી અને યશસ્વી નીવડે છે. આકૃતિ ૭ માં દર્શાવેલી ત્રીશૂલની આકૃતિનાં બે પાંખીયાં જો અંદરની બાજુએ વળતાં હોય તો મનુષ્યની ધન તૃષ્ણા લક્ષ્મી પ્રાપ્ત કર્યા છતાં અતૃપ્ત રહે છે. આવા માણસને લક્ષ્મી અંત્યન્ત મળે છે છતાં તેની ભૂખ તેવીને તેવી જ રહેવાથી તેને કિંચિત પણ આત્મ સંતોષ થતો નથી.



આકૃતિ. ૭



આકૃતિ ૮.

આકૃતિ ૮ માં બતાવ્યા પ્રમાણે સૂર્યરેષાની સમાંતર સીધી રેષાઓ સૂર્યના સ્થાન ઉપર હોય તો મનુષ્ય ઉત્તરવયમાં બહુ કીર્તિમાન થાય.

---

# પ્રકરણ ૭ મું



## ગૌણરેષાઓ.

(૧) મંગળરેષા. (૨) સ્વાસ્થ્ય રેષા. (૩) વ્યસનરેષા. (૪) આત્મસ્ફુરણરેષા.

આ પ્રકરણમાં ઉપર લખેલી ગૌણરેષાઓનો વિચાર કરવામાં આવ્યો છે. આ રેષાઓને ગૌણરેષા કહેવામાં આવે છે કારણ કે આ રેષાઓ દરેક હસ્તમાં જોવામાં આવતી નથી.

આકૃતિ ૧ માં અ–બ રેષા મંગળરેષા છે. ચોરસ અથવા પહોળા હાથમાં આવી મંગળરેષા મંગળનો લડાયક સ્વભાવ અને શકિત સૂચવે છે આવા માણસો આસપાસના મનુષ્યો સાથે સતત અથડામણમાં આવે છે અને તેથી તેમની લડાયક શક્તિનો બાહ્યજીવનમાં આવિર્ભાવ થાય છે. આવી રેષામાંથી ચ–છ જેવી એક રેષા નીકળી ચંદ્રના સ્થાન તરફ જતી હોય તો મનુષ્યની ઇંદ્રિયો બહુ બહિર્મુખ હોવાથી તેવો મનુષ્ય નશાબાજી અને વિષયપૂર્તિ તરફ દોરાય છે. આવી રેષાના અંતે તારકનું ચિહ્ન હોય તો મનુષ્યનું દારૂ વિગેરે માદક પદાર્થના અતિ સેવનથી મૃત્યુ થાય છે.



આકૃતિ ૧

ઘણી વખત નિર્બળ જણાતી જીવનરેષાની સમાંતર મંગળ-રેષા જોવામાં આવે છે. મનુષ્યની શારીરિક અવસ્થા નબળી રહેતી હોય છતાં પણ આવી મંગળરેષા જીવનને ટકાવી રાખે છે. જીવનરેષા તૂટક થતી હોય પણ તેની સમાંતર મંગળરેષા

સૂર્યરેષા અંતે ત્રીશૂલાકારના ચિહ્નમાં વિભક્ત થતી હોય



આકૃતિ. ૭

તો મનુષ્ય પોતાની લાયકાતથી કીર્તિ અને વૈભવના શિખરે પહોંચે છે જો સૂર્ય રેષામાંથી ત્રીશૂલ ન બનતાં એકજ ફાંટો જુદો પડતો હોય તો મનુષ્ય પોતાની માનસિક શક્તિને પોતાના સ્વીકૃત વ્યવસાય શિવાય બીજા વિશિષ્ટ માર્ગે વાપરતો હોય છે અને તેમ કરી શ્રી મેળવવા પ્રયત્ન કરતો હોય છે. જો આકૃતિ ૭ માં બતાવ્યા પ્રમાણે च–क અને त–क એવા ત્રણ પ્રાયઃ સરખા વિભાગમાં વિજય રેષા વિભક્ત થતી હોય તો મનુષ્ય ઘણોજ વૈભવી અને યશસ્વી નીવડે છે. આકૃતિ ૭ માં દર્શાવેલી ત્રીશૂલની આકૃતિનાં બે પાંખીયાં જો અંદરની બાજુએ વળતાં હોય તો મનુષ્યની ધન તૃષ્ણા લક્ષ્મી પ્રાપ્ત કર્યા છતાં અતૃપ્ત રહે છે. આવા માણસને લક્ષ્મી અત્યંત મળે છે છતાં તેની ભૂખ તેવીને તેવી જ રહેવાથી તેને કિંચિત પણ આત્મ સંતોષ થતો નથી.



આકૃતિ ૮.

આકૃતિ ૮ માં બતાવ્યા પ્રમાણે સૂર્યરેષાની સમાંતર સીધી રેષાઓ સૂર્યના સ્થાન ઉપર હોય તો મનુષ્ય ઉત્તરવયમાં બહુ કીર્તિમાન થાય.

---

# પ્રકરણ ૭ મું



## ગૌણરેષાઓ.

(૧) મંગળરેષા. (૨) સ્વાસ્થ્ય રેષા. (૩) વ્યસનરેષા. (૪) આત્મસ્ફુરણરેષા.

આ પ્રકરણમાં ઉપર લખેલી ગૌણરેષાઓનો વિચાર કરવામાં આવ્યો છે. આ રેષાઓને ગૌણરેષા કહેવામાં આવે છે કારણ કે આ રેષાઓ દરેક હસ્તમાં જોવામાં આવતી નથી.



આકૃતિ ૧

આકૃતિ ૧ માં अ-व રેષા મંગળરેષા છે. ચોરસ અથવા પહોળા હાથમાં આવી મંગળરેષા મંગળનો લડાયક સ્વભાવ અને શકિત સૂચવે છે આવા માણસો આસપાસના મનુષ્યો સાથે સતત અથડામણમાં આવે છે અને તેથી તેમની લડાયક શક્તિનો બાહ્યજીવનમાં આવિર્ભાવ થાય છે. આવી રેષામાંથી च-छ જેવી એક રેષા નીકળી ચંદ્રના સ્થાન તરફ જતી હોય તો મનુષ્યની ઇંદ્રિયો બહુ બહિર્મુખ હોવાથી તેવો મનુષ્ય નશાબાજી અને વિષયપૂર્તિ તરફ દોરાય છે. આવી રેષાના અંતે તારકનું ચિહ્ન હોય તો મનુષ્યનું દારૂ વિગેરે માદક પદાર્થના અતિ સેવનથી મૃત્યુ થાય છે.

ઘણી વખત નિર્બળ જણાતી જીવનરેષાની સમાંતર મંગળરેષા જોવામાં આવે છે. મનુષ્યની શારીરિક અવસ્થા નબળી રહેતી હોય છતાં પણ આવી મંગળરેષા જીવનને ટકાવી રાખે છે. જીવનરેષા તૂટક થતી હોય પણ તેની સમાંતર મંગળરેષા

હોય તો મનુષ્ય ગંભીર માંદગીમાંથી પસાર થાય છે પણ તેનું મૃત્યુ થતું નથી.

આકૃતિ ૨ માં દર્શાવ્યા પ્રમાણે મંગળરેખા અર્ધજીવન પછી જીવનરેખાની સતત સામીપ્યમાં જીવનરેખાના અંત સુધી જતી હોય તો તે મનુષ્યનું મૃત્યુ વિદેશમાં અશુભ સંજોગોમાં થાય છે.



આકૃતિ ૨

સ્વાસ્થ્યરેખાનો ઉદય હસ્તમાં જન્મથી હોતો નથી એવું લેખકે ખાસ અનુભવ્યું છે. તેમજ બુધના સ્થાન ઉપરથી નીકળી જીવનરેખા તરફ આ રેખા જાય છે તેવા મહાન પામીસ્ટ શીરોના મંતવ્યના સમર્થનમાં ઘણાં પ્રમાણ પ્રાપ્ત થયાં છે. સ્વાસ્થ્યરેખા કોઇપણ રોગના અસ્તિત્વનો પ્રારંભ સૂચવે છે. જ્યારે સ્વાસ્થ્યરેખા જીવનરેખાને છેદે છે ત્યારે આ વ્યાધિ પ્રબળ થઇ મનુષ્યનું મૃત્યુ લાવે છે ( જુઓ ચ–ક રેખા આકૃતિ ૩ માં )

આકૃતિ ૩ માં સીધી અ–ચ રેખા સ્વાસ્થ્યરેખા બતાવી છે. આ રેખા જીવનરેખાને છેદતી નથી તો જીવનને હાનિ પહોંચતી નથી. સ્વાસ્થ્યરેખા હૃદયરેખામાંથી નીકળતી હોય તો મનુષ્યને હૃદયની નબળાઇ અને તત્સંબંધી રોગ લાગુ થાય છે. જો સાથે સાથે આવી રેખા રંગમાં ફીક્કી અને પહોળી હોય તો લોહીનું પરિભ્રમણ અનિયમિત અને રોગીષ્ટ હોય છે. જો હૃદયરેખામાંથી નીકળતી વખતે સ્વાસ્થ્યરેખા લાલ રંગની હોય અને નખ ટુંકા હૃદયરોગ સૂચવનારા હોય તો સક્રિય હૃદયરોગ સૂચિત થાય છે. આકૃતિ ૩ માં હૃદયરેખામાંથી નીકળતી સ્વાસ્થ્યરેખા ( ચ–ક રેખા ) દર્શાવવામાં આવી છે. જ્યારે સ્વાસ્થ્ય



આકૃતિ ૩

રેષામાં લાલ ટપકાં હોય ત્યારે માણસને વારેવાર સખત તાવ આવ્યા કરતો હોય છે.

આકૃતિ ૪ માં अ-ग રેષા સર્પાકાર બતાવી છે. આવી



આકૃતિ ૪.

સ્વાસ્થ્યરેષા પીત્તવિકાર અને લીવરનો બગાડ સૂચવે છે. સ્વાસ્થ્યરેષા સીધા નાના કડકાઓની બનેલી હોય છે તો મનુષ્યની પાચનશકિત બગડેલી હોય છે. ત્યારે સ્વાસ્થ્ય રેષા સૂક્ષ્મ યવોની બનેલી હોય છે અને નખ લ બા અને ગોળ ઉપસેલા હોય છે ત્યારે ફેફસાં અને છાતીના બગાડનાં દરદો લાગુ પડે છે. ત્યારે સ્વાસ્થ્ય રેષા સૂક્ષ્મ યવોની બનેલી હોય છે પણ નખ ટુંકા અને પાતળા હોય છે ત્યારે મનુષ્ય ગળાના દરદોને પાત્ર બને છે. ( જુઓ રેષા क-ड આકૃતિ ૪ માં )

જો સ્વાસ્થ્ય રેષા હૃદયરેષા અને બુદ્ધિરેષાને જોડતી જણાતી



આકૃતિ ૫.

હોય અને બીજા સ્થળોએ દેખાતી ન હોય તો મનુષ્ય બ્રેઇન ફ્રીવરને પાત્ર થાય છે ( જુઓ રેષા अ-ब આકૃતિ ૫ માં ) જીવન રેષા તથા સ્વાસ્થ્ય રેષાના સંગમ કાળે યવનું ચિહ્ન હોય ( જુઓ क-ड રેષા આકૃતિ ૫ માં ) તો મનુષ્યમાં Somnambulism નો રોગ લાગુ થાય છે સ્વાસ્થ્યરેષા આદિથી અંત સુધી લાલ રંગની હોય તો મનુષ્યનો સ્વભાવ ઘાતકી અને અત્યંત અભિમાની હોય છે. સ્વાસ્થ્યરેષા પાતળી અને મધ્યમાં લાલ રંગની હોય છે તો પિત્ત વિકારથી ઉદ્ભવતો તાવ સૂચિત થાય છે. સ્વાસ્થ્યરેષા અંતમાં લાલરંગની હોય તો માનસિક બિમારી સૂચિત થાય છે. સામાન્યતઃ સ્વાસ્થ્યરેષા

અને નખનું સાથે સાથે નિરીક્ષણ કરવાનું છે. નખનો રંગ ગુલાબી હોય તો સ્વાસ્થ્યરેષા અશુભ સૂચક હોય છતાં ખાસ બિમારી હોતી નથી.

પ્રકરણ ૧ લામાં આકૃતિ ૧ માં ઢ-ધ રેષાથી વ્યસનરેષા આલેખેલી છે. આ રેષાનું અસ્તિત્વ પ્રબળ વિષયવાસના અને માદક પદાર્થનું સેવન સૂચવે છે. જો આ રેષા જીવનરેષાને ન છેદતાં મણિબંધ તરફ જતી રહેતી હોય તો તેવા માણસની વિષય લાલસા ઘણી પ્રબળ રહે છે અને તેને પોષવા તે માદક પદાર્થનું સેવન કરે છે પણ આ રેષા મણિબંધ તરફ ન જતાં આયુષ્ય રેષાને છેદે અને શુક્રના સ્થાન તરફ જાય તો તેવો માણસ વિષય અને માદક પદાર્થનું અતિસેવન કરવાથી પોતાનું જીવન ટુંકું કરી નાંખે છે

પ્રકરણ ૧ લામાં આકૃતિ ૧ માં ૫-ફ રેષા આલેખેલી છે તેને 'આત્મસ્ફુરણ રેષા' કહેવામાં આવે છે. આવી રેષા પ્રાથમિક, ચોરસ અને શોધક હસ્તને અનુકુળ હોતી નથી તે ઘણું ખરૂં ઇતર પ્રકારના હસ્તમાં જોવામાં આવે છે. આવી રેષાવાળા પુરૂષ અને સ્ત્રીઓને ભાવીના ગર્ભમાં રહેલા પ્રસંગોનું અજબ રીતે ભાન થાય છે. તેઓને અર્થસૂચક સ્પષ્ટ સ્વપ્નો આવે છે. ઘણી વખત તેઓ જાગ્રત સ્વપ્નાવસ્થા ભોગવે છે, અને ત્યારે તેમને ચૈતન્યની બીજી ભૂમિકાઓનું ભાન થાય છે આ રેષા સાથે યોગવૃત્તિ સૂચક ચોકડી જેના વિષે આગળ લખવામાં આવશે તે ચોકડી હોય તો તેઓમાં દૂર દષ્ટિ, દૂર શ્રવણ વિગેરે અસાધારણ શકિતઓ સહજ વિકાસ પામે છે. આ રેષા જો સ્વાસ્થ્યરેષા સાથે અથડાતી હોય તો અમાનુષી શકિતઓ કેળવવા જતાં આરોગ્યને હાનિ પહોંચે છે. આ રેષા તૂટક તૂટક કડકાઓની બનેલી હોય છે ત્યારે આત્મસ્ફુરણ

કવચિત્ કવચિત્ આવેશો આવે ત્યારે થાય છે. શુક્રના સ્થાન ઉપરથી રેખાઓ નીકળી આ રેખાને છેદતી હોય તો તેવા મનુષ્યને યોગની પ્રવૃત્તિએમાંથી તેના સ્નેહીઓ ખાળવા પ્રયત્ન કરતા હોય છે. બુદ્ધિરેખાના અંતે તારકનું ચિહ્ન હોય અને હસ્તમાં આત્મસ્ફુરણની રેખા હોય તો તેવો મનુષ્ય સારો મધ્યસ્થ ( Medium ) થઇ શકે છે.

## પ્રકરણ ૮ મું.

### ગૌણરેખાઓ.

( ૧ ) ગુરૂકંકણ. ( ૨ ) શનિકંકણ. ( ૩ ) શુક્રમેખલા. ( ૪ ) મણિબંધ રેખાઓ.

પ્રકરણ ૧ લાની આકૃતિ ૧ માં ગુરૂકંકણ ह–ह રેખાથી દર્શાવવામાં આવ્યું છે. આ ચિહ્ન યોગસિદ્ધિનું સૂચક છે. આ ચિહ્નને 'સોલોમન રીંગ' પણ કહેવામાં આવે છે. હૃદયરેખા અને બુદ્ધિરેખા વચ્ચે આવેલી ગુપ્તજ્ઞાન સૂચક ચોકડી જેમ ગુપ્તજ્ઞાન તરફ માનસિક વળણ સૂચવે છે તેવીજ રીતે આ રેખા ગુપ્ત શક્તિઓનો વિકાસ સૂચવે છે. ગુપ્તજ્ઞાન સૂચક ચોકડી ધરાવ-નારામાં કદાચ ગુપ્તશકિતઓ વિકાસ પામી ન હોય અથવા જીવનના અંતમાં વિકાસ પામવાની હોય પણ જ્યારે હસ્તમાં ગુરૂકંકણ જોવામાં આવે ત્યારે મનુષ્યને ગુપ્તશકિતઓની પ્રાપ્તિ થયેલી હોય છે. ગુરૂકંકણ જન્મથી પણ હથેળીમાં સ્પષ્ટ થાય છે. આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે ગુરૂકંકણ પૂર્ણ વર્તુલાકાર ન હોતાં अ–त्र રેખા જેવું પણ જોવામાં આવે છે. આવી રેખા अ ના સ્થાનથી ઉદય પામી ધીમે ધીમે હાથની બીજી બાજુએ જતી રહી अ त्र જેવી પૂર્ણ રેખા બને છે.

આકૃતિ ૧ માં ત્ર-ક્ષ રેખા બતાવી છે તે શનિકંકણ છે. આ ચિહ્ન ઘણું ઓછું જોવામાં આવેછે. અને તે અશુભ સૂચક છે. આ ચિહ્નવાળા મનુષ્યો ઘણા તરંગો સેવે છે પણ કોઇપણ બાબતમાં સફળતા પ્રાપ્ત કરતા નથી. તેઓ ઘણા અસ્થિર નિરાશાવાદી અને ઉદાસીન પ્રકૃતિના હોય છે. આ રેખા સાથે બુદ્ધિરેખા તૂટક તૂટક યવ-યુક્ત અથવા સાંકળાકૃતિ હોય તો મનુષ્યની અસ્થિરતા અત્યંત વધી પડે છે અને તેવો મનુષ્ય જીવનમાં નિષ્ફળતા શિવાય બીજું કાંઇ પ્રાપ્ત કરી શકતો નથી. આ ચિહ્ન સાથે બુદ્ધિરેખા ચંદ્રના સ્થાન તરફ ઢળતી હોય તો આવો મનુષ્ય અનિષ્ટ કલ્પનાઓ એવી પોતાનો ઉદાસીન સ્વભાવ વધારે ઉદાસીન બનાવે છે અને ઉદામ નિરાશાવાદી બને છે. આ પ્રકારથી પણ તે જીવનમાં વિજયશ્રીથી દૂર ને દૂરજ રહે છે.

આકૃતિ ૧

પ્રકરણ ૧ માં દર્શાવેલી લ-ત્ર રેખાને શુક્રમેખલા પણ કહેવામાં આવે છે.

પંડોળા અને જાડા હાથમાં ખાસ કરીને જ્યારે ચંદ્ર અને શુક્રનાં સ્થાન પ્રમાણ કરતાં વધારે ઉપસેલાં હોય અને ચંદ્ર અને શુક્ર હથેળીના મૂળ આગળ એક બીજામાં ભળી જતા હોય ત્યારે શુક્રમેખલા અનંગનો અતિરેક સૂચવે છે. આવા માણસનું મન હંમેશાં વિલાસ તલસી રહેલું હોય છે. તેમને સ્વપ્નો પણ સુંદરીઓનાં આવે છે. તેઓ એકાંત પ્રાપ્ત થતાં પોતાની વાસનાઓને પોષવા કિંચિત્ પણ ખંચાતા નથી કળાપ્રિય અને આધ્યાત્મિક હાથમાં પણ આવું ચિહ્ન હોય છે આવા માણસો ઘણી તીવ્ર લાગણીઓવાળા હોય છે. નાની નાની બાબતોમાં

ઘડી ઘડીમાં તેઓ છેડાઇ પડે છે. તેઓ પૂર્ણ આશાવાદ અને ઉલ્લાસના શિખરે જોવામાં આવે છે ત્યારે બીજીજ પળે તેઓ નિરાશાના ગર્તમાં ગબડતા જોવામાં આવે છે. તેઓની વૃત્તિઓ ઘણી ચંચળ હોય છે. આ રેખા જ્યારે પૂર્ણ–અર્ધવર્તુલના સ્વરૂપમાં હોય છે ત્યારે હીસ્ટીરીયા અને નૈરાશ્ય જોવામાં આવે છે. સ્ત્રીઓમાં આવું ચિહ્ન ઘણું ખરૂં હીસ્ટીરીયા કે તેના જેવાં દરદો સૂચવે છે.

આકૃતિ ૨ માં દર્શાવ્યા પ્રમાણે શુક્રમેખલા ( क-ङ રેખા આકૃતિ ૨ માં ) क થી નીકળી લગ્નરેખાને છેદતી હોય તો આવા મનુષ્યનું પરિણીત જીવન ઘણું દુઃખી થાય છે અને આ દુઃખી જીવનનું કારણ તેની પોતાની વિચિત્ર પ્રકૃતિ હોય છે. આવો પુરૂષ પોતાની સ્ત્રીમાં અકલ્પ્ય અને અસંખ્ય સદ્દગુણો જોવા માગે છે અને તેવા અને તેટલા સદ્દગુણો પોતાની સ્ત્રીમાં નહિ જોવાથી પોતાના દંપતી જીવનમાં તે કલહનાં બીજ વાવે છે. આવા પતિની પ્રસન્નતા મેળવવી એ અતિ દુષ્કર કાર્ય થઇ પડે છે. શુક્રમેખલાને ञ–ञ રેખા જેવી રેખા છેદતી હોય તો આવો મનુષ્ય સ્ત્રીઓથી ખુવાર થાય છે. શુક્ર મેખલા ઉપર તારકનું ચિહ્ન હોય તો શુક્ર વિકાર અને તજ્જન્ય ગંભીર દરદો થાય છે. શુક્રમેખલા શનિ અને સુર્યના સ્થાનને નહિ વિંટળાતાં ગુરૂ અને શનિનાં સ્થાનને પરિરંભણ કરતી હોય ( જુઓ अ–ञ રેખા આકૃતિ ૨ માં ) તો તેવું ચિહ્ન ધારણ કરનાર ગુરૂની મહત્તા અને શનિના પ્રારબ્ધથી વંચિત રહે છે તેમજ પોતાની સ્ત્રીની અતિ–કામુકતાથી તેનું દંપતી જીવન કલુષિત બને છે. શુક્રમેખલા,



આકૃતિ ૨.

આકૃતિ ૧ માં ચ-છ રેષા બતાવી છે તે શનિકંકણ છે. આ ચિહ્ન ઘણું ઓછું જોવામાં આવેછે. અને તે અશૂભ સૂચક છે. આ ચિહ્નવાળા મનુષ્યો ઘણા તરંગો સેવે છે પણ કોઇપણ બાબતમાં સફળતા પ્રાપ્ત કરતા નથી. તેઓ ઘણા અસ્થિર નિરાશાવાદી અને ઉદાસીન પ્રકૃતિના હોય છે. આ રેષા સાથે બુદ્ધિરેષા તૂટક તૂટક યવ-યુકત અથવા સાંકળાકૃતિ હોય તો મનુષ્યની અસ્થિરતા અત્યંત વધી પડે છે અને તેવો મનુષ્ય જીવનમાં નિષ્ફળતા શિવાય બીજું કાંઇ પ્રાપ્ત કરી શકતો નથી. આ ચિહ્ન સાથે બુદ્ધિરેષા ચંદ્રના સ્થાન તરફ ઢળતી હોય તો આવો મનુષ્ય અનિષ્ટ કલ્પનાઓ એવી પોતાનો ઉદાસીન સ્વભાવ વધારે ઉદાસીન બનાવે છે અને ઉદ્દામ નિરાશાવાદી બને છે. આ પ્રકારથી પણ તે જીવનમાં વિજયશ્રીથી દૂર ને દૂરજ રહે છે.

આકૃતિ ૧

પ્રકરણ ૧ માં દર્શાવેલી ઠ-ચ રેષાને શુક્રમેખલા પણ કહેવામાં આવે છે.

પહોળા અને જાડા હાથમાં ખાસ કરીને જ્યારે ચંદ્ર અને શુક્રનાં સ્થાન પ્રમાણ કરતાં વધારે ઉપસેલાં હોય અને ચંદ્ર અને શુક્ર હથેળીના મૂળ આગળ એક બીજામાં ભળી જતા હોય ત્યારે શુક્રમેખલા અનંગનો અતિરેક સૂચવે છે. આવા માણસનું મન હંમેશાં વિલાસ તલસી રહેલું હોય છે. તેમને સ્વપ્નો પણ સુદરીઓનાં આવે છે. તેઓ એકાંત પ્રાપ્ત થતાં પોતાની વાસનાઓને પોષવા કિંચિત્ પણ ખંચાતા નથી કળાપ્રિય અને આધ્યાત્મિક હાથમાં પણ આવું ચિહ્ન હોય છે આવા માણસો ઘણી તીવ્ર લાગણીઓવાળા હોય છે. નાની નાની બાબતોમાં

ઘડી ઘડીમાં તેઓ છેડાઇ પડે છે. તેઓ પૂર્ણ આશાવાદ અને ઉલ્લાસના શિખરે જોવામાં આવે છે ત્યારે બીજીજ પળે તેઓ નિરાશાના ગર્તમાં ગબડતા જોવામાં આવે છે. તેઓની વૃત્તિઓ ઘણી ચંચળ હોય છે. આ રેખા જ્યારે પૂર્ણ-અર્ધવર્તુલના સ્વરૂપમાં હોય છે ત્યારે હીસ્ટીરીયા અને નૈરાશ્ય જોવામાં આવે છે. સ્ત્રીઓમાં આવું ચિહ્ન ઘણું ખરૂં હીસ્ટીરીયા કે તેના જેવાં દરદો સૂચવે છે.

આકૃતિ ૨ માં દર્શાવ્યા પ્રમાણે શુક્રમેખલા ( क-ह રેખા આકૃતિ ૨ માં ) क થી નીકળી લગ્ન-રેખાને છેદતી હોય તો આવા મનુષ્યનું પરિણીત જીવન ઘણું દુઃખી થાય છે અને આ દુઃખી જીવનનું કારણ તેની પોતાની વિચિત્ર પ્રકૃતિ હોય છે. આવો પુરૂષ પોતાની સ્ત્રીમાં અકલ્પ્ય અને અસંખ્ય




આકૃતિ ૨.

સદ્‌ગુણો જોવા માગે છે અને તેવા અને તેટલા સદ્‌ગુણો પોતાની સ્ત્રીમાં નહિ જોવાથી પોતાના દંપતી જીવનમાં તે કલહનાં બીજ વાવે છે. આવા પતિની પ્રસન્નતા મેળવવી એ અતિ દુષ્કર કાર્ય થઇ પડે છે. શુક્રમેખલાને ग-छ રેખા જેવી રેખા છેદતી હોય તો આવો મનુષ્ય સ્ત્રીઓથી ખુવાર થાય છે. શુક્ર મેખલા ઉપર તારકનું ચિહ્ન હોય તો શુક્ર વિકાર અને તજ્જન્ય ગંભીર દરદો થાય છે. શુક્રમેખલા શનિ અને સુર્યના સ્થાનને નહિ વિંટળાતાં ગુરૂ અને શનિનાં સ્થાનને પરિભ્રમણ કરતી હોય ( જુઓ अ-ब રેખા આકૃતિ ૨ માં ) તો તેવું ચિહ્ન ધારણ કરનાર ગુરૂની મહત્તા અને શનિના પ્રારબ્ધથી વંચિત રહે છે તેમજ પોતાની સ્ત્રીની અતિ-કામુ-કતાથી તેનું દંપતી જીવન કલુષિત બને છે. શુક્રમેખલા,

પ્રારબ્ધરેખા, સૂર્યરેખા અને સ્વાસ્થ્યરેખાને છેદતી હોય તો વિષય સુખની અતિશય તૃષ્ણાના લીધે જીવનમાં વિજયશ્રી પ્રાપ્ત કરતાં તેના માર્ગમાં મુશ્કેલીઓ પ્રાપ્ત થાય છે.

પ્રકરણ ૧ લામાં આકૃતિ ૧ માં મણિબંધ આગળ ત્રણ રેખાઓ ङ થી બતાવી છે. આકૃતિ ૩ માં દર્શાવ્યા પ્રમાણે આ ત્રણ રેખાઓ પૈકી પહેલી રેખા હથેળીમાં ચઢતી હોય ( જુઓ अ-व રેખા આકૃતિ ૩ માં ) તો પુરૂષમાં પુરૂષતત્વની ખામી અને સ્ત્રીમાં સ્ત્રીતત્વની ખામી હોય છે. મણિબંધની રેખાઓ પૈકી પહેલી अ-व રેખા ઉપર ચોકડીનું ચિહ્ન હોય તો તેવા માણસનું જીવન પ્રારંભમાં મુશ્કેલી ભરેલું હોય છે પણ અંતમાં સુખી હોય છે. આ ચોકડીના બદલે ત્રીકોણનું ચિહ્ન આ સ્થળે જોવામાં આવે તો જન્મસિદ્ધ વિજય સૂચિત થાય છે. ત્રીકોણની અંદર ચોકડીનું ચિહ્ન હોય છે તો તેવા માણસને વારસાથી ધન પ્રાપ્તિ થાય છે. આ રેખા ઉપર તારકનું ચિહ્ન હોય છે તો તેવા માણસને પણ વારસો મળે છે જો હાથ બીજી બધી રીતે અશુભસૂચક હોય તો આવું ચિહ્ન વારસો ન આપતાં અનીતિમય જીવન સૂચવે છે. મણિબંધમાંથી એક સીધી રેખા નીકળી ગુરૂના સ્થાન ઉપર જતી હોય તો તેવી રેખા સફળ સફરથી ધનપ્રાપ્તિ સુચવે છે ( જુઓ રેખા क-ङ આકૃતિ ૩ માં )



આકૃતિ ૩.

મણિબંધ આગળ ત્રણ અને કોઇક કોઇક વખત ચાર રેખાઓ જોવામાં આવે છે. આ રેખાઓ સળંગ હોય તો મનુષ્યની શરીર સંપત્તિ તેમજ આર્થિક સ્થિતિ સારી રહે છે. પહેલી રેખા જો સાંકળાકૃતિ હોય છે તો મનુષ્યને પહેલી વયમાં

મુશ્કેલીથી પોતાનો માર્ગ કાપવો પડે છે. પણ અંતે તે સુખી થાય છે. આ રેષાઓ પૈકી પહેલી રેષા ઉપર આરોગ્ય બીજી ઉપર લક્ષ્મી, તથા ત્રીજી ઉપર સુખ જોવામાં આવે છે.

મણિબંધ રેષાઓ જો મધ્યમાં આકૃતિ ૪ માં બતાવ્યા પ્રમાણે તૂટક તૂટક હોય તો મનુષ્ય ઘણો ખડાઇખોર તથા જુઠો હોય છે અને પરિણામે દુઃખી થાય છે. આકૃતિ ૪ માં દર્શાવ્યા પ્રમાણે જીવનરેષાના અંતમાંથી બે રેષાઓ નીકળી મણિબંધ રેષાઓમાં ભળતી હોય તો મુસાફરી દરમ્યાન માણસનું મૃત્યુ થાય છે. મણિબંધની રેષાઓમાંથી નીકળી ચંદ્રના સ્થાન ઉપર આરોહણ કરતી રેષાઓ જળ મુસાફરીઓ સૂચવે છે. જે વિશે વધુ વીગતો પ્રકરણ ૧૨ માં આપવામાં આવી છે.



આકૃતિ ૪

---

## પ્રકરણ ૯ મું.

### લગ્ન અને સંતતિ વિચાર.

આ પ્રકરણમાં લગ્ન અને સંતતિ સૂચક ચિહ્નોનો વિચાર કરવામાં આવ્યો છે. પ્રારંભમાં એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે દૈહિક અને માનસિક સંબંધ વિનાનો કેવળ વિધિથી યોજાયેલો સંબંધ વિરલજ હસ્તથી સૂચિત થાય છે. હસ્તમાં લગ્નરેષા કે પ્યારરેષા પ્રાથમિક રીતે દૈહિક સંબંધ સૂચવે છે. દૈહિક સંબંધ શિવાયનો માનસિક સંબંધ ક્વચિત્ સૂચિત થાય છે. લગભગ ૭૫ થી ૮૦ ટકા આ રેષાઓથી સૂચિત થતા સંબંધમાં-ભલે તે સંબંધ લગ્ન સંબંધ હોય કે લગ્ન તરીકે જાહેર ન થયેલો

પતિ-પત્નિ તરીકેનો ગુપ્ત સંબંધ હોય-દૈહિક સંબંધ હોય છેજ. બુધના સ્થાન ઉપર દેખાતી બધી લગ્નરેખાઓ દૈહિક સંબંધ સૂચવે છે. શુક્રના સ્થાન ઉપર જીવનરેખાની સમાંતર જતી રેખા જેને હવે પછી આ પ્રકરણમાં શુક્રરેખા કહેવામાં આવશે તે હસ્તના બીજા ચિહ્નો સાથે દૈહિક સંબંધ શિવાયનો માનસિક સંબંધ સૂચવે છે.

જેવી રીતે જીવનરેખા, હૃદયરેખા, બુદ્ધિરેખા, નાના બાળકોના હાથમાં જોવામાં આવે છે તેવીજ રીતે લગ્નરેખા ( ખાસ કરીને બુધના સ્થાન ઉપરની લગ્ન સૂચક રેખા ) એકેક વર્ષના બાળકોના હસ્તમાં પણ સ્પષ્ટ જોવામાં આવે છે. લગ્નરેખા જીવનના વિકાસ સાથે પરિવર્તન પામતા માનસિક જીવન પ્રમાણે હસ્તમાં દશ્ય થાય છે તેવી માન્યતા ખોટી ઠરે છે.

લગ્નરેખા પ્રકરણ ૧ લામાં આકૃતિ ૧ માં ग્ર રેખાથી બતાવી છે બુધની આંગળી નીચે અને હૃદયરેખા વચ્ચે બુધના સ્થાન ઉપર હાથની પેલી બાજુથી આડી પ્રવેશ કરતી રેખા તરીકે દશ્ય થાય છે. આ રેખા ઘણી વખત ઉંડી અને લાંબી હોય છે, ઘણી વખત તેઓ હથેળીની અંદર ન આવતાં બહાર રહે છે. સામાન્યતઃ લગ્નરેખા બુધના સ્થાન ઉપર જોવામાં આવે છે, તો પણ કોઇક કોઇક વખત લગ્ન ચંદ્રના સ્થાન ઉપરથી નીકળી પ્રારબ્ધરેખામાં ભળતી રેખા ઉપરથી અથવા જીવનરેખાની સમાંતર જતી શુક્રના સ્થાન ઉપરની રેખા ઉંપરથી નિશ્ચિત થાય છે. ચંદ્રરેખા કે શુક્રરેખાનો કાળ અને બુધની લગ્નરેખાનો કાળ એકજ વર્ષમાં પડતો હોય તો આ રેખાઓ એકજ સ્રીયોગ સુચવે છે, પણ તે લગ્નમાં ચંદ્રરેખા કે શુક્રરેખાના સૂચન પ્રમાણે દ્રવ્ય પ્રાપ્તિ કે ઉંડો પ્રેમ વધારે મહત્વનો ભાગ ભજવતા હોય છે. ખાસ કરીને બુધના સ્થાન ઉપરની લાંબી રેખા લગ્ન સૂચવે છે. બૃહદ્ સામુદ્રિક ગ્રંથ મુજબ બુધના સ્થાન ઉપર જેટલી રેખા

હોય તેટલી સ્ત્રીઓ પુરૂષને મળે ( આ સિદ્ધાંત સ્ત્રીની રેષાઓને પણ લાગુ પડે છે ) પણ એ તો ચોક્કસ છે કે આ બધી રેષાઓ લગ્ન સૂચવતી નથી. લગ્ન શિવાયના પુરૂષ-સ્ત્રી તરીકેના સંબંધો પણ આ રેષાઓ સૂચવે છે સમાજમાં પ્રકટ નહિ થયેલા પતિ-પત્નિ તરીકેના ઉંડા સંબંધો (ભલે તેમાં શુદ્ધ પ્રેમના અંશો સમાયેલા હોય) પણ આ રેષાઓથી સૂચિત થાય છે. આ રેષાઓ ઉપરથી કેટલાં લગ્ન થશે અને કેટલા આવા અનિષ્ટ સંબંધ બંધાશે તેનું પૃથક્કરણ સમર્થ વિચારશીલ હસ્ત પરીક્ષકજ કરી શકે છે. 31,810

લેખકના જોવામાં આવ્યું છે કે હથેળીમાં સૂર્યનું સ્થાન વિકાસ ન પામ્યું હોય, શુક્રનું સ્થાન વિકસેલું હોઇ તેના ઉપર આડી અવળી ઘણી રેષાઓ હોય અથવા, ચંદ્ર અને શુક્રનાં સ્થાન એક-બીજામાં ભળી જતાં હોય તો તેવા માણસોમાં બુધના સ્થાન ઉપર દીર્ઘ લગ્નરેષાઓ પણ ન સૂચવતાં આવા અનિષ્ટ સંબંધો સૂચવે છે. સામાન્યતઃ બુધના સ્થાન ઉપરની ઉંડી રેષા લગ્ન સૂચવે છે.

જેઓ વ્યભિચારી જીવન ગાળનારા હોય છે એટલે જેઓ અનેક સ્ત્રીયોના ભોક્તા હોય છે, તેઓમાં શુક્રના સ્થાન ઉપર વિલાસ સૂચવનારૂં જાળીનુ કે તારકનું ચિહ્ન હોય છે.

જેઓની આંગળીઓનાં ટેરવાં ગોળ હોય છે અને જેની હથેળીમાં, સૂર્યનું સ્થાન ઉપસેલું હોય છે, તેઓનું સ્હેજે પતન થતું નહિ હોવાથી તેઓના હસ્તમાં શુક્રરેષા ( શુક્ર સ્થાન ઉપરની જીવન રેષાની સમાંતર જતી રેષા.) માનસિક પ્યાર સૂચવે છે. આવા પુરૂષોમાં આ માનસિક પ્યાર દૈહિક સંબંધમાં પરિણામ પામેલો હોતો નથી. આવી શુક્રરેષા જીવન રેષામાં ભળી ગયેલી હોય તો આવા માણસો પણ દૈહિક સંબંધ કરી બેસે છે.

પ્રથમ આપણે બુધના સ્થાન ઉપરથી લગ્ન રેખાઓનો વિચાર કરીશું.

આકૃતિ ૧ માં अ-व રેખા બતાવી છે તેવી સીધી લગ્નરેખા હોય તો પતિ પત્નિ વચ્ચે સારો મેળ રહે છે.



આકૃતિ ૧.

લગ્નરેખા ( क-ड રેખા આકૃતિ ૧ માં ) હૃદયરેખા તરફ ઘણી વળેલી હોય છે તો પરિણીત જીવન દુઃખમય હોય છે. આવી રેખામાંથી સૂક્ષ્મ રેખાઓ આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે નીકળતી હોય તો આ દુઃખનું કારણ સ્ત્રીની સતત માંદગી હોય છે. લગ્નરેખા હૃદય તરફ વળેલી હોય છે ત્યારે પતિ કરતાં પત્નિનું વહેલું મરણ થાય છે. સ્ત્રીના હસ્તમાં આવું ચિહ્ન હોય તો પતિનું વહેલું મૃત્યુ થાય છે. લગ્નરેખા બુધની આંગળી તરફ વળતી હોય ( च-छ રેખા આકૃતિ ૧ માં ) તો તેવા માણસનું લગ્ન થતું નથી એવું હસ્ત પરીક્ષકો કહે છે આ યોગ જે વર્ષે થતો હોય તે વર્ષે આવા ચિહ્નવાળા માણસને કોઇ સ્ત્રી સાથે પ્રીતિ થાય છે અને બંનેને એક બીજા સાથે લગ્ન ગ્રંથીથી જોડાઇ જવાની ઇચ્છા હોય છે છતાં કોઇપણ કારણથી તેમનાં લગ્ન થતાં નથી. લગ્ન રેખા નીચે આકૃતિ ૧ માં બતાવેલી त-थ રેખા જેવી આડી રેખા હોય તો તે લગ્ન પછી પુરૂષને અન્ય સ્ત્રી સાથે ગુપ્ત પ્રીતિ બંધાય છે. આ રેખા જેટલી ઉંડી હોય તેટલા પ્રમાણમાં બંને વચ્ચે ગાઢ પ્રીતિ હોય છે લગ્નરેખા જો ઉંડી ન હોય તો લગ્ન રેખાથી સૂચિત થતી સ્ત્રી પ્રતિ પુરૂષની પ્રીતિ ઘણી ઓછી હોય છે. લગ્નરેખા કરતાં આગળ બતાવેલી त-थ રેખા જેવી રેખા વધારે ઉંડી હોય તો તેવો પુરુષ પરિણીત સ્ત્રી કરતાં અન્ય સ્ત્રીમાં વધારે પ્રીતિ રાખનારો હોય છે. જ્યારે त-थ રેખા લગ્નરેખા જેટલીજ ઉંડી

અને બુધના સ્થાનમાં ઉંડી ગયેલી હોય તો પુરૂષને બે લગ્ન થાય છે. જો કોઇ સ્ત્રીમાં આવું ચિહ્ન હોય તો તે જે કોમમાં છૂટા છેડા થઇ શકતા હોય તેવી કોમમાં અન્ય પતિનો સ્વીકાર સૂચવે છે. જે કોમોમાં લગ્ન બંધન તૂટી શકતાં ન હોય તેવી કોમોમાં ગાઢ ગુપ્ત પ્રીતિ સૂચવે છે બુધના સ્થાન ઉપરની લગ્નરેખા બુધના સ્થાન ઉપર ઉંડી ગયેલી હોય છે જ્યારે પ્યારરેખા ઉંડી હોવા છતાં બહાર રહેલી હોય છે.

આકૃતિ ૨ માં બતાવ્યા પ્રમાણે લગ્નરેખા ઉપર યવનું ચિહ્ન હોય તો દંપતીજીવન દુઃખમય થાય છે અને જેટલો સમય લગ્નરેખા ઉપર આવું ચિહ્ન દેખાતું હોય તેટલો સમય પતિ પત્નિ પરસ્પરથી વિયુક્ત રહે છે. લગ્ન રેખાના બે વિભાગ થતા હોય (રેખા ૪ આકૃતિ ૨ માં) તો પરિણીત જીવનમાં આકસ્મિક ભંગ પડે છે. આવી પરિસ્થિતિ આકસ્મિક મૃત્યુથી અથવા કોઇ અણચિંતવ્યા બીજા કારણથી ઉભી થાય છે. આકૃતિ ૨ માં રેખા ૨ થી બતાવ્યા પ્રમાણે લગ્નરેખા વિભક્ત થતી હોય પણ એક વિભાગ બીજા વિભાગ ઉપર પડતો હોય તો પ્રારંભમાં વિયોગ અને પછી મીલન થાય છે. બીજો એનો અર્થ એવો પણ થાય છે કે પરિણીત જીવનનો અંત આવવાની અણી ઉપર આવ્યા પછી પરિણીત જીવનનું સુખ ચાલુ રહે છે આકૃતિ ૨ માં રેખા ૧ પ્રમાણે લગ્નરેખા બુધના સ્થાન ઉપર પોતાના છેડે બે ફાંટામાં વિભક્ત થતી હોય તો સામાપક્ષના (પત્નિના) દોષથી પતિપત્નિ જુદા પડે છે અને આ રેખા હથેળીની બાજુ તરફના છેડેથી બે ફાંટામાં વિભક્ત થતી હોય તો આ ચિહ્ન ધારણ કરનારના (પુરૂષના) દોષથી પતિ-પત્નિ અથવા આશક માશુક જુદાં પડે છે.



આકૃતિ ૨.

આકૃતિ ૩ માં આલેખ્યા પ્રમાણે લગ્ન રેખા क-ड હૃદયરેખા



આકૃતિ ૩.

તરફ ધીમેથી બહુજ ઢળતી હોય તો સ્ત્રીનું લાંબી માંદગીથી મૃત્યુ થાય છે. પણ આવી રેખાના અંતમાં ચોકડીનું ચિહ્ન હોય તો સ્ત્રીનું મૃત્યુ અકસ્માતથી અથવા અણચિંતવ્યું થાય છે. લગ્નરેખા ( अ-ब રેખા આકૃતિ ૩ માં ) હસ્તના મધ્ય ભાગ તરફ ઢળતા ફાંટાઓમાં વિભકત થતી હોય તો પતિ-પત્નિ છૂટાછેડા કરી જુદાં પડે છે. જો આવી રેખાથી એક ઝીણી રેષા નીકળી જીવનરેષાની અંદર શુક્ર કે મંગળ તરફ જતી હોય તો ઉપલું સૂચન વધારે દૃઢ થાય છે. લગ્નરેષા નાના નાના યવોની બનેલી હોય છે અને અંતમાં બે ફાંટાઓમાં વિભકત થતી હોય તો લગ્ન દુઃખી નીવડે છે.

આકૃતિ ૪ માં બતાવ્યા પ્રમાણે લગ્નરેખામાંથી એક રેખા



આકૃતિ ૪.

નીકળતી સૂર્યના સ્થાન ઉપર આરોહણ કરતી હોય અથવા સૂર્ય રેખામાં ભળી જતી હોય તો તેવા પુરૂષ કે સ્ત્રીનું લગ્ન કોઇ વિખ્યાત કે શ્રીમાન વ્યકિત સાથે થાય છે (જુઓ રેખા अ-ब આકૃતિ ૪ માં) આવી લગ્નરેખા જો નીચે વળી સૂર્યરેખાને છેદતી હોય તો આવા પુરૂષ અથવા સ્ત્રીને લગ્નથી અપકીર્તિ મળે છે. ( જુઓ રેખા क-ब આકૃતિ ૪ માં ) બુધની આંગળીના મૂળથી નીકળી કોઇ રેખા લગ્નરેષા છેદતી હોય અથવા છેદવા આવતી હોય તો લગ્નમાં વિરોધ આવે છે.

શુક્રરેખા જો જીવનરેખાની સમીપમાં હોય અને સ્પષ્ટ હોય તો તે ઘણી વખત લગ્ન સૂચવે છે. આવી રેખા જ્યારથી શરૂ થાય ત્યારથી લગ્ન થાય છે અને જ્યાં સુધી આ રેખા જીવન રેખાની સમાંતર જતી જણાય ત્યાં સુધી પરિણીત જીવન ટકે છે. બુધ ઉપર લગ્નરેખાસૂચક ચિહ્ન ન હોય અને લગ્ન નિશ્ચિત કરવા શુક્રરેખા ઉપર આધાર રાખવાનો હોય તો આવા લગ્નમાં પ્યાર મુખ્ય નિમિત્ત કારણ હોય છે. આ રેખાઓનો ઉલ્લેખ જીવનરેખાના પ્રકરણમાં કરવામાં આવ્યો છે. એટલે આ સ્થળે તેની પુનરૂક્તિ કરવામાં આવતી નથી.

જ્યારે બુધના સ્થાન ઉપર લગ્નસૂચક સ્પષ્ટ ચિહ્ન હોય અને ચંદ્રના સ્થાન ઉપરથી अ–ब જેવી સ્પષ્ટ અને દૃઢરેખા નીકળી પ્રારબ્ધરેખામાં ભળતી હોય તો તેવા પુરૂષનું અથવા સ્ત્રીનું લગ્ન લક્ષ્મી લાવનારૂં નીવડે છે. આવી રેખા પ્રથમ ચંદ્રના સ્થાન ઉપર સીધી આરોહણ કરી પછીથી એકદમ પ્રારબ્ધરેખા તરફ વળતી હોય તો લગ્નનું નિમિત્ત કારણ પ્રેમ નહિ પણ તાત્કાલિક તરંગ હોય છે. આવું લગ્ન અણચિંતવ્યું થાય છે. ( જુઓ રેખા अ–ड આકૃતિ ૫ માં ) ચંદ્રરેખા પ્રારબ્ધરેખા સમીપ જઈ તેની સમાંતર ચાલે તો લગ્ન ઘણું સુખી નીવડે છે. ચંદ્રરેખા આરબ્ધરેખાને છેદી આગળ જતી હોય ત્યારે આવો સંબંધ પ્રારંભમાં પ્રેમમય હોય છે પણ પછીથી તિરસ્કારમાં પરિણામ પામે છે.



આકૃતિ ૫.

આકૃતિ ૬ માં બતાવ્યા પ્રમાણે ચંદ્રરેખા પ્રારબ્ધરેખા તરફ જતી હોય પણ તેમાં ભળતી ન હોય તો સંબંધ લગ્નમાં પરિણામ પામતો નથી. આવી રેખા વચમાં બે વિભાગમાં વિભક્ત



આકૃતિ ૬.

થતી હોય તો આવા સંબંધનો આકસ્મિક ભંગ થાય છે. ચંદ્રના સ્થાન ઉપરથી એકજ બિન્દુમાંથી બે રેષાઓ નીકળી પ્રારબ્ધ રેષાનો સ્પર્શ કરવા જતી હોય અથવા પ્રારબ્ધરેષાને સ્પર્શ કરતી હોય તો એકજ વ્યક્તિ તરફથી બે વખત પ્રેમ પ્રસંગ ઉભા થાય છે ચંદ્રરેષા પ્રારબ્ધરેષાને છેદતી હોય અને તેના ઉપર યવનું ચિહ્ન હોય તો આવો પ્રેમ સંબંધ પ્રારંભમાં અમૃતમય હોઇ પછીથી વિષરૂપ બને છે અને તેમાં અપકીર્તિ પણ પ્રાપ્ત થાય છે. લગ્નનું મૂળ સ્થાન બુધનું સ્થાન છે પણ તેના સમર્થનમાં આગળ લખી ગયા પ્રમાણે શુક્રરેષા કે ચંદ્રરેષાઓ જોવી પડે છે. બુધના સ્થાન ઉપર લગ્નરેષા ન હોય અને ચંદ્રરેષા કે શુક્રરેષા લગ્ન સૂચવે તેવા કેસો કવચિત જોવામાં આવે છે.

બુધના સ્થાન ઉપરની લગ્નરેષા પ્રમાણે લગ્ન કયારે થશે તે કાળ નિર્ણયના પ્રકરણમાં દર્શાવવામાં આવ્યું છે.

## સંતતિ વિચાર.

સંતતિ રેષાઓ લગ્નરેષામાંથી નીકળી બુધના સ્થાન ઉપર ચડતી જોવામાં આવે છે. આ રેષાઓ બીજી બધી રેષાઓના પ્રમાણમાં ઘણી સૂક્ષ્મ હોય છે. તેનું નિરીક્ષણ કરવા સૂક્ષ્મદર્શક કાચ વાપરવો પડે છે. હથેળીના બહારના ભાગમાંથી અંદર આવતાં લગ્નરેષામાંથી ઉદ્‌ભવતી રેષાઓ સંતતિરેષા તરીકે ગણવાની છે. ચામડીના દોષથી ઉદ્‌ભવતી રેષાઓ અને બુધના સ્થાન ઉપર દૃશ્ય થતી બીજી સીધી રેષાઓથી આ રેષાઓ પૃથક્ પાડવાની છે.



આકૃતિ ૭.

આ રેષાઓ પૈકી પહોળી મોટી રેષાઓ પુરૂષ સંતતિ સૂચવે છે અને સૂક્ષ્મ પાતળી રેષાઓ સ્ત્રી સંતાન સૂચવે છે.

આ રેષાઓ લગ્નરેષામાંથી નીકળી સીધી બુધના સ્થાન ઉપર આરોહણ કરતી હોય તો તે સંતાનો તંદુરસ્ત હોય છે. આ રેષાઓ પૈકી જે રેષાઓ સરખામણીમાં ઝાંખી હોય છે તે રેષાઓથી સૂચિત થતાં સંતાનો નિર્બળ હોય છે. જો આ રેષાઓ સર્પાકાર હોય તો સંતાનોને ઉછેરવાં મુસ્કેલ થઇ પડે છે. આવી રેષા પ્રારંભમાં યવાકાર હોય અને પછીથી સીધી અને સ્પષ્ટ હોય તો તે રેષાથી સૂચિત થતું સંતાન પ્રારંભમાં બહુ માંદુ રહે છે અને પછીથી તંદુરસ્ત થાય છે. આ રેષાના અંતે યવાકાર હોય તો તે રેષાથી સૂચિત થતું સંતાન મૃત્યુ પામે છે. આ રેષાઓ પૈકી જેટલી રેષાઓ બીજી સંતાન રેષાઓ કરતાં પ્રમાણમાં વધારે ઉજ્વલ અને સ્પષ્ટ હોય છે તેટલાં સંતાન બધાં સંતાનોમાં ભાગ્યશાળી નીવડે છે.

ઘણી વખત આ સંતાનરેષાઓ માતાના હાથમાં વધારે સ્પષ્ટ હોય છે, એટલે સંતાનનો વિષય નિશ્ચય કરવા પતિ-પત્નિ બન્નેની રેષાઓ જોવી પડે છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### વિશિષ્ટ ચિહ્નો.

#### તારક, ચોરસ, ચતુષ્ક.

આગલા પ્રકરણમાં લખી ગયા પ્રમાણે મુખ્ય તથા ગૌણ રેષાઓ હસ્તમાં જોવામાં આવે છે તે ઉપરાંત હાથમાં કોઇ કોઇ વખત વિશિષ્ટ ચિહ્નો પણ જોવામાં આવે છે. આ વિશિષ્ટ ચિહ્નો રેષાઓથી સૂચિત થતા શુભાશુભ ફળને અત્યંત વધારી મૂકે છે. આવું એક પણ વિશિષ્ટ ચિહ્ન યોગ્ય સ્થાને દૃશ્ય

થતું હોય તો તે તે સ્થાન કે રેષાનું ફળ અત્યંત ઉજ્વળ કરી દે છે. કોઇ કોઇ વખત આવાં વિશિષ્ટ ચિહ્નો જન્મથી પ્રકટ ન થતાં પછીથી હસ્તમાં ઉદય પામે છે. આ વિશિષ્ટ ચિહ્નો પૈકી કેટલાંક અશુભ સૂચક ચિહ્નો પણ છે. તે ચિહ્નો જોવામાં આવે તો તેઓ સામાન્ય અશુભફળ બહુજ વધારી મૂકે છે. આ વિશિષ્ટ ચિહ્નો નીચે પ્રમાણે છે.

✳ તારક X ચોકડી △ ત્રિકોણ □ ચોરસ 0 વર્તુળ
જાળી બિન્દુ ત્રીશુળ ↑ અંકુશ

આ શિવાય બીજાં પણ રથ, ચક્ર, મત્સ્ય, તુલા, તોરણ, સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ અનેક પ્રકારનાં ચિહ્નો વિશે આપણા સામુદ્રિક ગ્રંથોમાં ઉલ્લેખ છે. વસ્તુતઃ આવાં વિશિષ્ટ ચિહ્નો ઘણાં જ ઓછાં જોવામાં આવે છે. ખાસ કરીને આગળ આલેખેલાં તારક વિગેરે ચિહ્નો ક્વચિત્ ક્વચિત્ જોવામાં આવે છે એટલે તે સંબંધી વીવેચન આ પ્રમાણમાં કરવામાં આવ્યું છે. દરેક ચિહ્ન સ્વતંત્ર રેષાઓનું બનવું જોઇએ.

### તારક

આકૃતિ. ૧ માં ગ્રહોનાં સ્થાન ઉપર તારકો બતાવવામાં આવ્યા છે. ગુરૂના મધ્ય બિન્દુ ઉપર તારકનું ચિહ્ન હોય તો (જુઓ તારક ૧ આકૃતિ. ૧ માં) મનુષ્ય સત્તા અને કીર્તિના ઉચ્ચતમ શિખરો પ્રાપ્ત કરી શકે છે તેની ઇચ્છાઓ સફળ થાય છે. અને જીવનમાં પૂર્ણ વિજયી નીવડે છે. ગુરૂના શુભ ફળને આ ચિહ્ન ઘણું વધારી મૂકે છે. બુદ્ધિ રેષા, પ્રારબ્ધરેષા અને સૂર્ય રેષા બળવાન હોય તો આ શુભ સૂચન ઘણું દૃઢ થાય છે. જો આ ચિહ્ન ગુરૂના સ્થાન


આકૃતિ ૧

ઉપર ન હોતાં તેના ખૂણે આંગળીના મૂળ આગળ કે ગુરૂના સ્થાન ઉપરની બાજુએ હોય તો તેવો માણસ અતિ વિખ્યાત મનુષ્યોના સંબંધમાં આવે છે. હસ્ત બીજી રીતે શુભ સૂચક હોય તો જ આવા ચિહ્નવાળો પોતે પણ કીર્તિમાન થાય છે.

તારકનું ચિહ્ન જો શનિના સ્થાન ઉપર જોવામાં આવે (જુઓ તારક ૨ આકૃતિ ૧ માં) તો આવો મનુષ્ય કોઇ ભયંકર ભાવિનો આવિર્ભાવ કરવા ભવિતવ્યતાએ નિર્માણ કર્યો હોય તેવો લાગે છે તે માણસ ઇચ્છાએ કે અનિચ્છાએ કોઇક અગમ્ય શક્તિથી પોતાના પ્રારબ્ધપંથે દોરાતો દેખાય છે અને જીવનમાં ભયંકર ચમકારો કરી અદૃષ્ય થાય છે. આવું ચિહ્ન શનિના સ્થાન ઉપર ન હોતાં શનિના આંગળીના મૂળ આગળ કે શનિની સ્થાનની બાજુએ હોય તો આવો માણસ શનિના સ્થાન ઉપર તારકવાળા પુરૂષોના જેવા ભયંકર ભાવિવાળા મનુષ્યોના સંપર્કમાં આવે છે. આવું ચિહ્ન શનિની આંગળીના પહેલા વેઢા ઉપર પણ હોય છે તે પણ શનિના સ્થાન ઉપરના તારકના જેવું ફળ આપે છે. Madame Le Normandના ઇસ્વીસન ૧૮૧૭માં પ્રકટ કરેલા ગ્રંથ ઉપરથી Napoleon's Book of fate માં પહેલા નેપોલીયનના હાથના અવતરણ ઉપરથી જણાય છે કે તે મહાન પુરૂષને શનિની આંગળી ઉપર તારકનું ચિહ્ન હતું.

આકૃતિ ૧ માં સૂર્યના સ્થાન ઉપર તારકનું ચિહ્ન બતાવવામાં આવ્યું છે (જુઓ તારક ૩ આકૃતિ ૧ માં) આવું ચિહ્ન લક્ષ્મી આપે છે પણ આવી લક્ષ્મી પ્રાપ્તિ ઘણીજ મોડી થતી હોવાથી મનુષ્યથી ઇચ્છાપૂર્વક સુખ ભોગવાતું નથી અને તેના મનમાં અશાન્તિને અસંતોષ રહે છે. આ ચિહ્ન સૂર્યના સ્થાન ઉપર ન હોઇ સૂર્યની આંગળીના મૂળ આગળ અથવા સૂર્યના સ્થાનની બાજુએ હોય તો મનુષ્ય પોતે ધનિક ન બનતાં શ્રીમાન મનુષ્યના સંબંધમાં ઘણો આવે છે

આકૃતિ ૧ માં તારક ૪ થી બુધના સ્થાન ઉપર તારકનું ચિહ્ન બતાવવામાં આવ્યું છે. આવું ચિહ્ન હોય તો મનુષ્ય વાણિજ્યમાં, વિજ્ઞાનમાં કે જ્ઞાનની કોઇ વિશિષ્ટ શાખામાં અત્યંત વિજયી નીવડે છે. જો આ ચિહ્ન બુધની આંગળીના મૂળમાં અથવા બુધના સ્થાનની બાજુએ જોવામાં આવે છે તો તેવો મનુષ્ય વાણિજ્ય, વિજ્ઞાન કે કોઇ વિશિષ્ટ જ્ઞાનની શાખામાં વિજયી નીવડેલા મનુષ્યો સાથે સંબંધમાં આવે છે.

આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે બુધના સ્થાન નીચે આવેલા મંગળના સ્થાન ઉપર તારકનું ચિહ્ન આવેલું હોય ( જુઓ તારક ૬ આકૃતિ ૧ માં ) તો મનુષ્યમાં માનસિક બળ અને માનસિક વિરોધ અત્યંત હોય છે. આવા માણસો ઘણા સહનશીલ, ક્ષમાવાન અને પોને જેને અનિષ્ટ માનતા હોય તેના કટ્ટર વિરોધી હોય છે. પોતાના સિદ્ધાંત માટે તેઓ ગમે તેવું દુઃખ સહન કરવા તત્પર હોય છે તેમજ હઠીલા પણ હોય છે. મંગળના આ સ્થાન ઉપર તારકનું ચિહ્ન હોય તો મનુષ્ય, સહનશીલતા, ક્ષમા, અસત્ય વિરોધ અને દૃઢતા વિગેરે ગુણો કેળવી તે દ્વારા કીર્તિ પ્રાપ્ત કરે છે. ગુરૂના સ્થાન નીચે આવેલા મંગળના સ્થાન ઉપર તારકનું ચિહ્ન હોય તો આવો મનુષ્ય સમરભૂમિ ઉપર વિજયી નીવડે છે. આવો મનુષ્ય એકાદ યુદ્ધથી અથવા યુદ્ધમય વ્યવસાયથી કીર્તિ મેળવે છે. આકૃતિ ૧ માં તારક ૫ થી આવું ચિહ્ન દર્શાવવામાં આવ્યું છે. મહાન નેપોલીયનના હાથમાં મંગળ (अ) ઉપર એક નહિ પણ ત્રણ તારક હતા.

શુક્રના સ્થાન ઉપર આ ચિહ્ન જોવામાં આવે છે ત્યારે પુરૂષ અથવા સ્ત્રી પ્રેમના સામ્રાજ્યમાં વિજયી નીવડે છે. સફળ પ્રેમપંથ માટે આ સારૂં ચિહ્ન છે. જ્યારે આવું ચિહ્ન શુક્રના સ્થાનની બાજુ ઉપર હોય છે તો તેવા પુરૂષ અથવા સ્ત્રીને

સુંદર અને અનંગયાત્રામાં સફળ થયેલી વ્યક્તિઓ સાથે પ્રેમ પ્રસંગમાં પડવાનું થાય છે. શુક્રના સ્થાનનું તારકનું ચિહ્ન તારક ૭ થી આકૃતિ ૧ માં બતાવ્યું છે.

આકૃતિ ૧ માં તારક ૮ થી બતાવેલું તારકનું ચિહ્ન ચંદ્રના સ્થાન ઉપરનું છે. ચંદ્રના સ્થાન ઉપરનું તારકનું ચિહ્ન કલ્પનાના ક્ષેત્રમાં કીર્તિ સૂચવે છે. કેટલાક હસ્ત પરીક્ષકો આવા ચિહ્નને જળ-ઘાત સૂચક ગણે છે. જો આવું ચિહ્ન ચંદ્ર ઉપર ઢળતી આત્મહત્યા સૂચવનારી બુદ્ધિરેષાના અંતે હોય તો તેવું ચિહ્ન ધારણ કરનારાઓ કલ્પનાના અતિરેકથી આત્મહત્યા કરવા પ્રેરાય છે.

## ચોકડી.

ચોકડીનું ચિહ્ન એકંદર અશુભ ગણવામાં આવે છે. અનુભવમાં પણ તેની અસર અનિષ્ટ જોવામાં આવે છે. ચોકડી આકસ્મિક નુકશાન લાવે છે. આકૃતિ ૨ માં આવી જુદી જુદી તેર ચોકડીઓ બતાવવામાં આવી છે.



આકૃતિ ૨.

ગુરૂના સ્થાન ઉપરની ચોકડી ( આકૃતિ ૨ માં ચોકડી નં. ૧ ) એક વ્યક્તિ સાથે સુંદર સ્નેહ સંબંધ સૂચવે છે. પ્રારબ્ધરેષા શુભ સૂચક હોય તો આવા સ્નેહ સંબંધથી ભાગ્યમાં વૃદ્ધિ થાય છે. સ્ત્રીઓના હાથમાં ગુરૂના સ્થાન ઉપર ચોકડી હોય અને પ્રારબ્ધરેષા ચંદ્રના સ્થાન ઉપરથી નીકળી હૃદયરેષામાં ભળતી હોય તો આવું ચિહ્ન સુખી લગ્ન સૂચવે છે. જીવનરેષાના મૂળથી ગુરૂની આંગળી પર્યંતના વિભાગમાં આ ચોકડી ગમે તે સ્થળે હોય તે પ્રમાણે આ સંબંધ વહેલો કે મોડો સ્થાપન થાય છે. જીવનરેષાની નજીકમાં આ રેષા હોય

તો આ સંબંધ વહેલો બંધાય, મધ્યમાં હોય તો જીવનના મધ્યાહ્નમાં અને ગુરૂની આંગળીના મૂળના પ્રદેશમાં હોય તો જીવનની ઉત્તર વયમાં આવો સંબંધ પ્રાપ્ત થાય છે.

શનિના સ્થાન ઉપર આ ચોકડી ( ચોકડી ૨ આકૃતિ ૨ માં ) હોય ત્યારે શનિના સ્થાનની અશુભ અસરો જીવનમાં વધારે વ્યક્ત થાય છે. પ્રારબ્ધરેષાને શનિના સ્થાન ઉપર આ ચોકડી સ્પર્શ કરતી હોય તો તેવા મનુષ્યનું અકસ્માતથી ભયંકર મૃત્યુ થાય છે. ( ચોકડી આકૃતિ ૨ ).

સૂર્યના સ્થાન ઉપર આવી ચોકડી હોય ( ચોકડી ૩ આકૃતિ-૨માં ) તો કળા-કીર્તિ અથવા લક્ષ્મીની શોધમાં મનુષ્યને મોટી નિરાશા પ્રાપ્ત થાય છે.

બુધના સ્થાન ઉપર આવી ચોકડી ( ચોકડી ૪ આકૃતિ ૨ માં) દ્વિમુખી અપ્રમાણીક પ્રકૃતિ સૂચવે છે.

બુધના સ્થાન નીચે મંગળના સ્થાન ઉપર આવી ચોકડી હોય તો મનુષ્યને શત્રુઓ તરફથી પ્રબળ વિરોધ વેઠવો પડે છે. ( ચોકડી ૧૧ આકૃતિ ૨ માં )

ગુરૂના સ્થાન નીચે મંગળના સ્થાન ઉપર ચોકડી હોય તો મનુષ્યને વિનાશક કલહમાં ઉતરવું પડે છે. આવા મનુષ્યને અન્ય હસ્તથી શારીરિક વ્યથા થવાનો સંભવ છે ( ચોકડી ૭ આકૃતિ ૨ માં )

શુક્રના સ્થાન ઉપર ચોકડીનું ચિહ્ન હોય તો તેવા પુરૂષને પ્રેમના કીસ્સામાં ઘણી મુશ્કેલીઓ પ્રાપ્ત થાય છે. આવી નાની ચોકડી જીવનરેષાની સમીપમાં આવેલી હોય તો તેવા પુરૂષ અથવા સ્ત્રીને નજીકનાં સગાં વહાલાં સાથે ઘણો કલહ થાય છે (જુઓ ચોકડી ૮ અને ૯ આકૃતિ ૨ માં ).

ચંદ્રના સ્થાન ઉપર ચોકડીનું નિશાન હોય તો તેવો માણસ

પોતાની કલ્પનાઓથી ઉંધા રસ્તે દોરાય છે. આ ચિહ્ન સાથે બુદ્ધિરેખા ચંદ્રના સ્થાન ઉપર ઢળતી હોય તો તેવો માણસ પોતાની કલ્પનાથી અન્યને છેતરે છે; એટલુંજ નહિ પણ પોતાની જાતને પણ છેતરે છે. આવા માણસો દંભી પણ હોય છે. ( જુઓ ચોકડી ૧૦ આકૃતિ ૨ માં )

મંગળના મેદાનમાં આવી ચોકડીનું ચિહ્ન હોય તો તેવો માણસ પોતાની જીંદગીના મધ્યયુગમાં ઘણા જનો સાથે આથડી પડે છે, અને તેના જીવનમાં એક પછી એક અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે. પ્રારબ્ધરેખા બળવાન હોય અને અન્ય રેખાઓથી છેદાતી ન હોય તો ખાસ નુકશાન થતું નથી.

આકૃતિ ૨ માં ચોકડી નં. ૧૩ મનુષ્યે સ્વીકારેલા વ્યવસાયમાં સગાં સ્નેહીઓ તરફથી પ્રતિરોધ સૂચવે છે. અને ચોકડી નં. ૧૨ મુસાફરીમાં નિરાશા સૂચવે છે.

બુદ્ધિરેખાને સ્પર્શ કરતી તેના ઉપર સૂક્ષ્મ ચોકડી હોય તો મનુષ્યના મગજને અથવા માથાને ઇજા થાય છે ( ચોકડી ૬ આકૃતિ ૨ માં ) આવી ચોકડી હૃદયરેખા અને બુદ્ધિરેખા વચ્ચે દૃશ્યમાન થતી ગુપ્તજ્ઞાન સૂચક ચોકડીથી પૃથક્ પાડવી જોઇએ. ગુરૂના સ્થાન નીચે આવી ચોકડી હોય તો મનુષ્ય કોઇના ઉપર જુલમ કરવા જતાં આવી ઇજાને પાત્ર થાય છે. બુધના સ્થાન નીચે આવી ચોકડી હોય તો વૈજ્ઞાનિક પ્રયોગ કરતાં અથવા કોઇ સાહસ ખેડતાં માથાને ઇજા થાય છે. સૂર્ય નીચે આવી ચોકડી હોય તો અકસ્માત પડવાથી માથાને ઇજા થાય છે અને શનિ નીચે આવી ચોકડી હોય તો પશુથી અથવા પ્રપંચથી મનુષ્ય આવી ઇજાને પાત્ર થાય છે.

આ શિવાય 'ચોકડી' ઘણી વખત રેખાઓ ઉપર જોવામાં આવે છે, ત્યારે તે રેખાઓથી સૂચિત થતી અસરોને આકસ્મિક

હાનિ કરે છે અને અશુભ સૂચવે છે. રેખાઓ ઉપર ચોકડીની અસરો આગલા પ્રકરણમાં મુખ્ય તથા ગૌણ રેખાઓના વિવેચનમાં આલેખવામાં આવી છે.

### ચતુષ્ક ( ચોરસ ).



આકૃતિ ૩.

ચોરસનું ચિહ્ન રેખાઓ તેમજ ગ્રહોના સ્થાન ઉપર પણ જોવામાં આવે છે. રેખાઓ ઉપર ચોરસનું ચિહ્ન જોવામાં આવે છે ત્યારે તે તે રેખાને લગતાં સંકટોમાંથી મનુષ્યનો બચાવ થાય છે. રેખાઓ ઉપર ચતુષ્કની અસરો રેખાઓના પ્રકરણમાં આલેખવામાં આવી છે. આ પ્રકરણમાં ગ્રહોનાં સ્થાન ઉપર ચતુષ્કની અસર આલેખવામાં આવી છે. ચતુષ્કનું ચિહ્ન બચાવ સૂચવે છે, પણ સંકટ શિવાય બચાવ સંભવતો નથી. આ ચિહ્ન આગામી સંકટ પણ સૂચવે છે.

જ્યારે ગુરૂના સ્થાન ઉપર ચતુષ્કનું ચિહ્ન જોવામાં આવે છે ત્યારે મનુષ્ય પોતાની મહત્વાંકાંક્ષા પૂર્ણ કરવા જતાં સંકટોમાં આવી પડે છે અને આ ચિહ્નના લીધે કટોકટીના પ્રસંગોમાંથી તેનો બચાવ થાય છે. ( ચતુષ્ક ૧ આકૃતિ ૩ માં ) જ્યારે ચતુષ્ક શનિના સ્થાન ઉપર જોવામાં આવે છે ( ચતુષ્ક ૨ આકૃતિ ૩ માં ) ત્યારે મનુષ્યના જીવનમાં કોઇ કોઇ વખત ભવિતવ્યતા તેને ભયંકર પ્રસંગોમાં લાવી મૂકે છે અને તેમાંથી તેનું રક્ષણ થાય છે. જ્યારે સૂર્યના સ્થાન ઉપર ચતુષ્કનું ચિહ્ન ( ચતુષ્ક ૩ આકૃતિ ૩ ) હોય ત્યારે મનુષ્ય કીર્તિ અને લક્ષ્મી પ્રાપ્ત કરવાની અતિશય ધગશમાં સૂર્યના સ્થાનથી સૂચિત થતા ગુણદોષના અતિરેકથી ઉત્પન્ન થતી વસ્તુસ્થિતિમાંથી બચી

જાય છે. બુધના સ્થાન ઉપર ચોરસનું ચિહ્ન ( ચતુષ્ક ૪ આકૃતિ ૩ ) હોય તો મનુષ્ય પોતાના સ્વભાવના ચાંચલ્યના અતિરેકથી બચી જાય છે. મંગળના સ્થાન ઉપર ચતુષ્કનું ચિહ્ન હોય તો મનુષ્યનું શત્રુઓના સંકટમાંથી રક્ષણ થાય છે ( ચતુષ્ક પાંચમો આકૃતિ ૩ ) ચંદ્રના સ્થાન ઉપર ચતુષ્કનું ચિહ્ન હોય તો ( ચતુ. ૯ ) મનુષ્યનું જળઘાતથી અથવા કલ્પનાના અતિરેકથી ઉદ્‌ભવતા દોષમાંથી રક્ષણ થાય છે. શુક્રના સ્થાન ઉપર (ચતુષ્ક ૭ આકૃતિ ૩ માં ) ચતુષ્કનું ચિહ્ન હોય તો મનુષ્ય પોતાની વિલાસવૃત્તિ પોષવા જતાં અનેક મુશ્કેલીઓમાં આવી પડે છે પણ તેમાંથી તે કુશળક્ષેમ છટકી જાય છે.

મંગળના મેદાનમાં ચતુષ્ક હોય અને તે જીવનરેષાને સ્પર્શતો હોય તો મનુષ્યને તે કાળે કારાવાસ ભોગવવો પડે છે અથવા તેના ઉપર ફોજદારી કામ ચાલે છે. યોગ અને ત્યાગ સૂચક ચિહ્નો હસ્તમાં પ્રાધાન્ય ભોગવતાં હોય તો મનુષ્યને આવું ચિહ્ન સંસારથી અતીત બનાવે છે. જીવનરેષાની અંદર આવેલા મંગળના સ્થાન ઉપર આવું ચિહ્ન જીવનરેષાની સમીપમાં હોય તોપણ મનુષ્યને કારાવાસ પ્રાપ્ત થાય છે અથવા તેના ઉપર ફોજદારી કામ ચાલે છે. મંગળના મેદાનમાં કોઇપણ રેષાને સ્પર્શ ન કરતું ચતુષ્કનું ચિહ્ન ભાવિભયનું સૂચક છે.

---

## પ્રકરણ ૧૧ મું.

### વિશિષ્ટ ચિહ્નો.

ત્રીકોણ, જાળી, વર્તુલ, ત્રીશુલ, અંકુશ, બિન્દુ.

ત્રીકોણનું ચિહ્ન હથેળીમાં ઘણી વખત સ્પષ્ટ સ્વતંત્ર રેષાઓથી બનેલું જોવામાં આવે છે.

આકૃતિ ૧ માં ગ્રહોનાં સ્થાન ઉપર ત્રીકોણ બતાવ્યા છે. રેષાઓ ઉપર ત્રીકોણ ઘણો ઓછો જોવામાં આવે છે. અને તેનું વિવેચન રેષાઓના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. ગુરૂના સ્થાન ઉપર ત્રીકોણ ( ત્રીકોણ ૧ આકૃતિ ૧ માં ) દૈનિક વ્યવહારમાં તેમજ પોતે સ્વીકારેલી પ્રવૃત્તિમાં, સત્તા જમાવવામાં અને વ્યવસ્થા રાખવામાં અસામાન્ય કૌશલ્ય અને વિજય સૂચવે છે. શનિના સ્થાન ઉપર ત્રીકોણ (ત્રીકોણ ૨ આકૃતિ ૧ માં) ગુપ્તજ્ઞાન (હીપ્નોટીઝમ-સ્પીરીચ્યુઆલીઝમ યોગ) વિગેરેનો અભ્યાસ કરવાની વૃત્તિ અને શક્તિ સૂચવે છે. આ ત્રીકોણ શુદ્ધયોગ કરતાં જાદુ તરફ મનુષ્યને વધારે લઇ જાય છે. સૂર્યના સ્થાન ઉપર ત્રીકોણ (આકૃતિ ૧માં ત્રીકોણ ૩) કળા રસિકતાને સક્રિય કરવામાં વિજય આપે છે. તેમજ આવા ચિહ્નવાળો માણસ વિજય અને શ્રી પ્રાપ્ત કર્યા છતાં પણ પ્રશાંત રહી શકે છે. તેના ઉત્તમ સ્વભાવને કીર્તિ અને લક્ષ્મી ઝાંખો કરી શકતી નથી. બુધના સ્થાન ઉપરનો ત્રીકોણ (ત્રીકોણ ૪ આકૃતિ ૧માં) મનુષ્યના ચાંચલ્યને નિયંત્રિત કરે છે. આવું ચિહ્ન મનુષ્યની વેડફાઇ જતી શકિતને વ્યવસ્થિત માર્ગમાં દોરે છે. આ ત્રીકોણ વાણિજ્ય કે વિજ્ઞાનમાં વિજય આપે છે. શુક્રના સ્થાન ઉપર આવો સ્પષ્ટ ત્રીકોણ (આકૃતિ ૧માં ત્રીકોણ ૫) હોય તો તેવો માણસ કામવાસનાઓથી સ્હેલાઇથી દોરાઇ જતો નથી. આવો માણસ સંયમ જાળવી શકે છે અને કોઇની સાથે પ્યારમાં પડતાં પહેલાં પુખ્ત વિચાર કરેછે.

આકૃતિ ૧.

મંગળના સ્થાન ઉપર આવો સ્પષ્ટ ત્રીકોણ હોય તો તેવો માણસ ગમે તેવા સંકટમાં પણ ચિત્તની પ્રસન્નતા સાચવી

અને સમયસૂચકતા વાપરી જાણે છે. આવા માણસે શુદ્ધ વ્ય-વસાય સ્વીકાર્યો હોય તો તેમાં તે વ્યવસ્થા અને વૈજ્ઞાનિક પદ્ધ-તિથી વિજય પ્રાપ્ત કરે છે. (ત્રીકોણ ૬ આકૃતિ ૧માં).

ચંદ્રના સ્થાન ઉપર ત્રીકોણનું ચિહ્ન હોય તો તેવો મનુષ્ય કલ્પનાના ક્ષેત્રમાં ગમે તેવા તરંગોથી ન દોરાતાં પદ્ધતિસર કામ કરે છે. આવા માણસો કલ્પનાના તરંગોને વ્યવસ્થિત વિચાર સરણીમાં ગોઠવીને ગમે તેવા તરંગોને પણ બુદ્ધિયુક્ત-તાનો સ્વાંગ પહેરાવે છે (જુઓ ત્રીકોણ ૭ આકૃતિ ૧માં)

બુદ્ધિરેખાના પારંભમાં ત્રીકોણનું ચિહ્ન હોય તો તેવા મા-ણસની માનસિક શકિતનો ઘણો સારો વિકાસ થાય છે. (ત્રીકોણ ૮ આકૃતિ ૧માં)

જીવનરેષા ઉપર કોઇક કોઇક વખત ત્રીકોણ જોવામાં આવે છે તેની અસર જીવનરેષાના પ્રકરણમાં આલેખવામાં આવી છે.

ત્રીશૂલ કે અંકુશનું ચિહ્ન હથેળીમાં જે વિભાગમાં જોવામાં આવે તે વિભાગનું ઘણું સારૂં ફળ આવે છે.

સૂર્ય ઉપરનું ત્રીશૂલ ઘણી વખત આધ્યાત્મિક શકિત સૂચવે છે.

વર્તુલનું ચિહ્ન સૂર્યના સ્થાન ઉપરજ શુભ અસર આપે છે. આવું ચિહ્ન સૂર્યના સ્થાન ઉપર ચક્રના જેવી અસર કરે છે આવો માણસ ઘણો પ્રતાપી થાય છે. ( જુઓ ૦ अ આકૃતિ ૧ માં ) ચંદ્રના સ્થાન ઉપર આવું ચિહ્ન જળમાં ડુબવાનો ભય સૂચવે છે. ( જુઓ ० ब આકૃતિ ૨ માં ) બીજા સ્થાનો ઉપર વતુલનું ચિહ્ન જોવામાં આવે ત્યારે તે તે સ્થાનોનું શુભ ફળ નષ્ટ થાય છે. રેષાઓ ઉપર પણ વર્તુલ જોવામાં આવે છે તેનું ફળ રેષાઓના પ્રકરણમાં આપવામાં આવ્યું છે.

બિન્દુ ઘણું ખરૂં રેષાઓ ઉપર જોવામાં આવે છે. તેની અસર રેષાઓના પ્રકરણમાં આલેખવામાં આવી છે.

આકૃતિ ૨ માં ગ્રહોનાં જુદાં જુદાં સ્થાન ઉપર જાળીનાં ચિહ્ન બતાવ્યાં છે. ગુરૂના સ્થાન ઉપર જાળી (જાળી ૧ આકૃતિ ૨ માં)નું ચિહ્ન હોય તો તેવા માણસના જીવનમાં ગુરૂના સ્થાનના દુર્ગુણો પ્રકટ થાય છે આવા માણસો ઘણા અભિમાની અને આપખૂદ હોય છે. શનિના સ્થાન ઉપર જાળીનું ચિહ્ન હોય તો માણસમાં શનિના દુર્ગુણો પ્રકટ થાય છે.



આકૃતિ ૨

આવા માણસ ઘણા ઉદાસીન, ચિંતાતુર રહે છે તેમજ પ્રપંચી અને ક્રુર થાય છે.

સૂર્યના સ્થાન ઉપર જાળીનું ચિહ્ન હોય તો આવા માણસમાં સૂર્યના સ્થાનથી સૂચિત થતા દુર્ગુણો પ્રકટ થાય છે. આવા માણસો મિથ્યાભિમાની, येन केन प्रकारेण પ્રકાશકમાં આવવા મથતા હોય છે. તેમનામાં મૂર્ખતાના પણ કેટલાક અંશો જોવામાં આવે છે. (જાળી નં. ૩ આકૃતિ ૨ માં) બુધના સ્થાન ઉપર જાળીનું ચિહ્ન હોય તો મનુષ્યનું મન ઘણું અસ્થિર હોય છે. આવો માણસ સિદ્ધાંત વગરનો મનુષ્ય નીવડે છે.

મંગળના સ્થાન ઉપર જાળીનું ચિહ્ન હોય (જાળી નં. ૫ આકૃતિ ૨ માં) તો માણસ અકારણ લઢકણો નીવડે છે; અને તેથી તેને ઘણી વખત શારીરિક વ્યથા ભોગવવી પડે છે.

ચંદ્રના સ્થાન ઉપર જાળીનું ચિહ્ન હોય (જાળી નં. ૭ આકૃતિ ૨ માં) તો જ્ઞાનતંતુઓમાં બિગાડ થાય છે અને મનુષ્ય અતિ-ચંચળ, અતિ-અસંતોષી, અને અતિ-અશાંત

નીવડે છે. આ સાથે બુદ્ધિરેખા ચંદ્રના સ્થાન ઉપર ઢળતી હોય તો મનુષ્યનું મગજ ભ્રમીત થાય છે.

શુક્રના સ્થાન ઉપર જાળી હોય ( જાળી ૬ આકૃતિ ૨ માં ) તો માણસ સ્વચ્છંદી થાય છે. તેવો માણસ ગમે તેવી વ્યક્તિ સાથે પ્યારમાં પડે છે. તેવા પુરૂષ અથવા સ્ત્રીનું ચારિત્ર્ય શિથિલ હોય છે. આ ચિહ્ન સાથે શુક્ર અને ચંદ્રનાં સ્થાન એક બીજામાં ભળી ગયેલાં હોય તો આવો પુરૂષ બળાત્કાર કરતાં ખંચાતો નથી.

યવનું ચિહ્ન સામાન્યતઃ રેખાઓ ઉપર જોવામાં આવે છે. ગ્રહોનાં સ્થાન ઉપર આ ચિહ્ન ઘણું ઓછું જોવામાં આવે છે. જ્યારે આ ચિહ્ન ગ્રહોનાં સ્થાન ઉપર જોવામાં આવે છે ત્યારે ગ્રહોના સ્થાનથી સૂચિત થતી અસરને ન્યૂન કરી દે છે. ગુરૂના સ્થાન ઉપર યવનું ચિહ્ન હોય તો માણસની મહત્વાકાંક્ષા મંદ થાય છે સૂર્યના સ્થાન ઉપર યવનું ચિહ્ન હોય તો કીર્તિ અથવા કળા-શકિત મંદ થાય છે. બુધના સ્થાન ઉપર યવનું ચિહ્ન હોય તો માણસ એટલો ચંચળ થાય છે કે તે કોઇપણ ધંધામાં વિજય પામતો નથી શુક્રના સ્થાન ઉપર યવનું ચિહ્ન જોવામાં આવે તો મનુષ્ય અનંગના દરેક તરંગને વશ બની વર્તે છે. શુક્રના ઉપરનું યુવનું ચિહ્ન આકૃતિ ૨ માં ૩૪ થી બતાવ્યું છે.

આ ઉપરાંત હૃદયરેખા અને બુદ્ધિરેખા વચ્ચે તારકનાં ચિહ્ન જોવામાં આવે છે. તેવા તારકો જે જે ગ્રહની નીચે આવેલા હોય તે તે ગ્રહોથી સૂચિત થતાં શુભ ફળ આપે છે.

હૃદયરેખા અને બુદ્ધિરેખા વચ્ચે ચોકડીનું ચિહ્ન જોવામાં આવે છે. આ ચોકડીને ગુપ્તજ્ઞાનસૂચક ચોકડી કહેવામાં આવે છે. આવી ચોકડી આકૃતિ ૨ માં બતાવી છે. આ ચિહ્ન

હીપ્નોટીઝમ, સ્પીરીચ્યુઆલિઝમ, યોગ વિગેરે ગુપ્તજ્ઞાન તરફ મનુષ્યનું મન વાળે છે. આવી ચોકડી ગુરૂના સ્થાન નીચે હોય તો કેવળ આત્મ સંતોષ માટે-પોતાનું ભવિષ્ય જાણવાની ઇચ્છાથી મનુષ્યનું મન ગુપ્તજ્ઞાન તરફ વળે છે. જ્યારે આ ચોકડી શનિના સ્થાન નીચે હોય ત્યારે જ્ઞાન પ્રાપ્તિ માટે ગુપ્ત વિદ્યાઓ તરફ મનુષ્ય વળે છે. સીધી અને લાંબી બુદ્ધિરેખા સાથે આ ચિહ્ન હોય તેમજ ગુપ્ત શક્તિ સૂચક બીજાં ચિહ્ન હસ્તમાં હોય તો આવો માણસ ગુપ્ત શકિતઓ કેળવવામાં પ્રગતિ કરી શકે છે આ ચોકડી હૃદયરેખાને સંલગ્ન હોય અને બુદ્ધિરેખા આ ચોકડી નીચેથી ચંદ્રના સ્થાન તરફ દિશા બદલતી હોય તો મનુષ્યનું મન નક્કર સત્ય પ્રાપ્ત કરવાના બદલે વ્હેમ કેળવવા તરફ વળે છે. આ ચોકડી પ્રારબ્ધ રેખાથી બનતી હોય અથવા આ ચોકડી પ્રારબ્ધ રેખાને સ્પર્શ કરતી હોય તો માણસના જીવન ઉપર ગુપ્તજ્ઞાનની આકર્ષણના છાયા વધારે પડે છે.

---

## પ્રકરણ ૧૨ મું

---

### પરચુરણ રેખાઓ.

### મુસાફરી રેખાઓ, શત્રુરેખાઓ વિગેરે.

ચંદ્રના સ્થાન ઉપર આડી રેખાઓ, મણિબંધમાંથી ચંદ્રના સ્થાનમાં પ્રવેશ કરી આગળ જતી ઉભી રેખાઓ તથા જીવનરેખામાંથી નીકળી ચંદ્રના સ્થાન તરફ જતી રેખાઓ ઉપરથી જમીનની અને જળની મુસાફરીઓ સૂચિત થાય છે. જીવનરેખામાંથી નીકળી ચંદ્ર તરફ જતી રેખાઓ વિશે જીવનરેખાના પ્રકરણમાં લખવામાં આવ્યું છે.

આકૃતિ ૧ માં ચંદ્રના સ્થાન ઉપર આડી રેષાઓ ખતાવવામાં આવી છે. આવી રેષાઓ હથેળીની ખાજુએથી નીકળી ચંદ્રના સ્થાનમાં ઉંડી જતી હોય તો મુસાફરી સૂચવે છે. આવી રેષાઓ જમીનની મુસાફરીઓ સૂચવે છે એવું હસ્તપરીક્ષકો કહે છે. લેખકના અનુભવમાં આવી રેષા જળ-મુસાફરી તેમજ સ્થળ-મુસાફરી સૂચક જોવામાં આવી છે એટલે આવી રેષાઓ કેવળ મોટાં સ્થાનાંતર સૂચવે છે તેમ કહેવું સયુકિતક છે. આવી મુસાફરીરેષા ઉંચી વળતી હોય ( રેષા ૧ આકૃતિ ૧ ) તો મુસાફરી લાભદાયક નિવડે છે. આવી રેષા જો નીચે વળતી હોય તો મુસાફરીનું પરિણામ દુ:ખજનક આવે છે, અને જો આવી રેષાના અંતે ચોકડીનું ચિહ્ન હોય તો મુસાફરી દરમ્યાન અકસ્માત થાય છે. ( રેષા ૩ આકૃતિ ૧ ) આવી રેષાના અંતમાં યવનું ચિહ્ન હોય તો મુસાફરી અશુભ નીવડે છે ( રેષા ૨ આકૃતિ ૧ ).



આકૃાત ૧.

મુસાફરીરેષા જ્યારે પ્રારબ્ધરેષામાં ભળી જતી હોય ત્યારે આ મુસાફરીથી પ્રારબ્ધમાં શુભપરિવર્તન થાય છે. પ્રારબ્ધરેષા ઉપર વર્ષ ગણતાં જે વર્ષે આ રેષા પ્રારબ્ધરેષામાં ભળતી હોય તે વર્ષે આવી મુસાફરી થાય છે.

મુસાફરીરેષા તૂટક હોય અને જે સ્થળે આ રેષા તૂટતી હોય તે સ્થળે ચતુષ્ક હોય તો મુસાફરીમાં અકસ્માતથી મૃત્યુ થવાનો પ્રસંગ ઊભો થાય છે, પણ મનુષ્યનું રક્ષણ થાય છે.

જીવનના પાછલા વિભાગમાં દેશાંતર ગમન ઘણી વખત જીવનરેષામાંથી નીકળી ચંદ્રના સ્થાન તરફ જતી અથવા મણિબંધ તરફ જતી રેષાઓથી સૂચિત થાય છે. આવી રેષાઓ

આકૃતિ ૧માં બતાવવામાં આવી છે. ચોકડી, ચતુષ્ક, યવ વિગેરેના નિયમો આ રેખાઓ વિષે પણ ઘટાવવાના છે.

મણિબંધમાંથી નીકળતી રેખાઓ જળ મુસાફરીઓ સૂચવે છે. આકૃતિ ૨ માં अ--ब રેખા બતાવે છે તેવી રેખા મણિબંધમાંથી નીકળી ગુરૂના સ્થાન ઉપર જતી હોય તો મુસાફરી ઘણી લાંબી સૂચિત થાય છે અને તેના પરિણામે મનુષ્યને ઘણી સત્તા પ્રાપ્ત થાય છે. મણિબંધમાંથી નીકળી શનિના સ્થાન તરફ જતી મુસાફરીરેખા क-ड રેખા આકૃતિ ૨) શુભસૂચક નથી કારણ કે તેવા માણસને મુસાફરી દરમ્યાન ભાગ્યચક્રના ભયંકર સપાટામાં દોરાવું પડે છે મણિબંધમાંથી સૂર્યના સ્થાન ઉપર જતી મુસાફરીરેખા કીર્તિ અને લક્ષ્મી પ્રાપ્તિ સૂચવે છે (રેખા च-छ આકૃતિ ૨માં) આવી રેખા બુધના સ્થાન ઉપર જતી હોય તો (જુઓ રેખા त-थ આકૃતિ ૨ માં) તે મુસાફરીના પરિણામે અણચિંતવ્યું ધન પ્રાપ્ત થાય છે.



આકૃતિ ૨.

આકૃતિ ૩માં મણિબંધમાંથી ચંદ્રના સ્થાન ઉપર આરોહણ કરતી મુસાફરીરેખાઓ પણ જળ મુસાફરી સૂચવે છે. આવી રેખા પ્રારબ્ધરેખામાં ભળતી હોય તો તે વર્ષે મુસાફરી થાય છે અને તેથી ભાગ્યવૃદ્ધિ થાય છે. આવી રેખા ઉપર ચતુષ્ક હોય તો મુસાફરી દરમ્યાન સંકટમાંથી બચાવ થાય છે. આવી રેખા ઉપર યવનું ચિહ્ન હોય તો મુસાફરીનો હેતુ સિદ્ધ થતો નથી. આવી રેખા ઉપર અંતે ચોકડી હોય છે તો મુસાફરીમાં અકસ્માત્ થાય છે.



આકૃતિ ૩.

મંગળના સ્થાન ઉપર આડી આવેલી રેખાઓ શત્રુઓ સૂચવે છે. આવી રેખાઓ જો ઉંડી હોય તો શત્રુઓ પ્રબળ હોય છે. આ રેખાઓ આછી હોય તો શત્રુઓનું કાંઇ ચાલતું નથી. આવી રેખા જો અંતમાં ઉંચી વળતી હોય તો શત્રુઓ પોતાની ઇચ્છાઓમાં નિષ્ફળ જાય છે. જો આવી રેખાઓ નીચે વળતી હોય તો આ ચિહ્‌ન ધારણ કરનારને ઘણું વેઠવું પડે છે. આવી શત્રુરેખાઓ મંગળના સ્થાનમાંથી નીકળી સૂર્યરેખાને છેદતી હોય તો મનુષ્યને લક્ષ્મીની હાનિ અને અપયશ પ્રાપ્ત થાય છે. આવી શત્રુરેખા જો પ્રારબ્ધરેખાને છેદતી હોય તો માણસના ધંધામાં શત્રુઓ તરફથી પ્રબળ વિરોધ પ્રાપ્ત થાય છે. આવી શત્રુરેખાઓ આકૃતિ ૩ માં બતાવી છે.

ગુરૂના સ્થાન ઉપર એક કે બે ઉભી સ્પષ્ટ રેખાઓ હોય તો મનુષ્યની મહત્‌વાકાંક્ષાઓ સફળ થાય છે. આડી રેખાઓ મનુષ્યના માર્ગમાં પ્રતિરોધ સૂચવે છે. આવી રેખાઓ આકૃતિ ૪ માં બતાવી છે. શનિના સ્થાન ઉપર બિન્દુ હોય તો તે મનુષ્યના પ્રારબ્ધમાં ચોક્કસ અશુભ સૂચવે છે. શનિના સ્થાન ઉપર પ્રારબ્ધરેખાને કોઇ રેખા આડી છેદતી હોય તો મનુષ્યને પોતાના વ્યવસાયમાં ચોક્કસ નુકશાન પહોંચે છે. શનિ ઉપરથી ઉતરી બુદ્ધિ તથા જીવન રેખાને છેદતી રેખાઓ વિષે આગલા પ્રકરણોમાં લખવામાં આવ્યું છે



આકૃતિ ૪.

સૂર્યના સ્થાન ઉપર એક સીધીરેખા વિજયશ્રીની પ્રાપ્તિ સૂચવે છે અનેક રેખાઓ શ્રી પ્રાપ્તિના પ્રયાસોનું વૈવિધ્ય સૂચવે છે. આવી રેખાઓ વિશે વિજયરેખાના પ્રકરણમાં લખવામાં આવ્યું છે. સૂર્યના સ્થાન ઉપર કાળું ટપકું જોવામાં આવે તો તેવું

બિન્દુ માનહાનિ સૂચવે છે. સૂર્ય ઉપરનાં વિશિષ્ટ ચિહ્નો વિષે આગળ લખવામાં આવ્યું છે. બુધના સ્થાન ઉપર એક સીધી લીટી આકસ્મિક ધનલાભ સૂચવે છે. આ રેષા બુધના સ્થાન ઉપરની સ્વાસ્થ્ય રેષાના કકડાથી જુદી પાડવી જોઈએ. બુધના સ્થાન ઉપર ત્રણ ચાર સીધી સ્પષ્ટ રેષાઓ હોય તો મનુષ્યને ડાકટરી લાઇનનો શોખ હોય છે. આવા માણસો ડાકટર કે વૈદ્ય ન હોય છતાં ગૌણ ધંધા તરીકે ડૉકટર કે વૈદ્યનો ધંધો કરેછે. બુધના સ્થાન ઉપર આડી સ્પષ્ટ રેષા હોય તો મનુષ્યને ચોરીથી ભારી નુકશાન થાય છે. મંગળના સ્થાન ઉપર આવી ઉભી રેષાઓ હોય તો મનુષ્યનો સ્વભાવ બહુ ઘાતકી હોય છે. મંગળના સ્થાન ઉપર શ્યામ બિન્દુ હોય તો મનુષ્યને લડાઇથી ભયંકર ઇજા થાય છે. શુક્રના સ્થાન ઉપર ચાર પાંચ ઉભી લીટીઓ પાસે પાસે આવેલી હોય તો માણસ કૃતઘ્ન હોય છે અને તેને પ્રેમમાં મોટી વિટંબણા પ્રાપ્ત થાય છે. શુક્ર ઉપર શ્યામબિન્દુ હોય તો મનુષ્યને વીર્યવિકારના દરદો લાગુ પડે છે. ચંદ્રના સ્થાન ઉપર શ્યામબિન્દુ હોય તો જ્ઞાનતંતુઓમાં નબળાઇ પ્રવેશ કરે છે. ચંદ્રના સ્થાન ઉપર ખંડત્રીકોણ (7) હોય તો તેવું ચિહ્ન ડુબવાનો ભય બતાવે છે.

આકૃતિ ૫માં દર્શાવ્યા પ્રમાણે શુક્રના ઉપરથી કોઇ રેષા નીકળી ગુરૂના સ્થાન ઉપર જાય છે તો તેવા મનુષ્યને કોઇ સ્નેહી સંબંધી તરફથી ભાગ્યવૃદ્ધિ થાય છે.




આકૃતિ ૫.

આકૃતિ ૫ માં દર્શાવ્યા પ્રમાણે क–ड જેવી રેખા ચંદ્રના સ્થાન ઉપરથી નીકળી ગુરૂના સ્થાન ઉપર જતી હોય અને હસ્તમાં પ્રારબ્ધરેખા હોય તો આવી રેખા કલ્પનાના બળથી જ્ઞાન પ્રાપ્તિ સૂચવે છે. આવા મનુષ્યને ઘણી વખત ભવિષ્યની આગાહી સૂચવનારા સ્વપ્ન જાગ્રત અવસ્થામાં આવે છે અને તેઓ ઘણી વખત કેવળ કલ્પનાના બળથી સત્ય વસ્તુ શોધી કહાડે છે. આકૃતિ ૫ માં દર્શાવ્યા પ્રમાણે સૂર્યના સ્થાન ઉપર નીકળી ચંદ્રના સ્થાન ઉપર જતી અર્ધ વર્તુલાકારરેખા (જુઓ च–छ રેખા આકૃતિ ૫ માં) ધર્મના ક્ષેત્રમાં કીર્તિ સૂચવે છે. આકૃતિ ૫ માં त–त्र રેખા બતાવી છે તેવી રેખા ચંદ્રના સ્થાનની સપાટી ઉપર હોય તો તેવા માણસમાં સ્વપ્નદ્વારા સૂક્ષ્મદૃષ્ટિ વિકાસ પામતી હોય છે. આ લોકોને અચૂક સત્ય સ્વપ્ન આવે છે. આકૃતિ ૫ માં બતાવેલી ऋ–घ રેખા સૂર્યરેખાના અભાવે કીર્તિ અને શ્રી માટે અત્યંત ધગશ બતાવે છે.

જેવી રીતે સૂર્યરેખા હથેળીના નીચલા ભાગમાંથી નીકળી ઉર્ધ્વ આરોહણ કરે છે તેવીજ રીતે સૂર્યના સ્થાન ઉપરથી નીકળી નીચે જતી રેખા પણ જોવામાં આવે છે. આવી રેખા સૂર્યના સ્થાન ઉપર સ્પષ્ટ પડેલી હોય તો તેવો માણસ જીવનના પાછલા ભાગમાં યશસ્વી નીવડે છે.

આકૃતિ ૫ માં બતાવ્યા પ્રમાણે શુક્રના સ્થાનમાંથી નીકળતી શનિના સ્થાન ઉપર જઇ બે શાખામાં વિભકત થતી રેખા દુઃખી લગ્ન સૂચવે છે. શનિના સ્થાન ઉપર નીકળી જીવનરેખાને છેદતી રેખા વાહન અથવા જાનવરથી અકસ્માત સૂચવે છે શનિના સ્થાન ઉપરથી ઉતરતી રેખા પ્રારંભમાં જાડી અને અંતે પાતળી હોય છે તેવીજ રીતે શુક્રના સ્થાનથી શનિ ઉપર જતી રેખા પણ પ્રારંભમાં સ્થૂલ અને અંતે સૂક્ષ્મ હોય છે.

આકૃતિ ૬માં બતાવ્યા પ્રમાણે ત્ર-છ જેવી રેષા જીવનરેષામાંથી નિકળી ગુરૂના સ્થાન ઉપર જઇ એકદમ શનિ તરફ વળતી હોય તો તેવી રેષા અતિ-ધાર્મિક સ્વભાવ સૂચવે છે. શુક્રના સ્થાન ઉપરથી નીકળી સૂર્યના સ્થાન ઉપર જતી અ-ત્ર જેવી બળવાન રેષા સંબંધીઓ અથવા સ્નેહીઓની મદદથી પ્રાપ્ત થતી લક્ષ્મી અને કીર્તિ સૂચવે છે. આવી રેષા સૂર્યરેષાથી પૃથક્ પાડવી જોઇએ. શુક્ર ઉપરથી નીકળી બુધના સ્થાન તરફ જતી क-ड જેવી રેષા સંબંધીઓ અથવા સ્નેહીઓની મદદથી વાણિજ્ય કે વિજ્ઞાનમાં પ્રાપ્ત થતો વિજય સૂચવે છે. આવી રેષા સ્વાસ્થ્યરેષાથી પૃથક્ પાડવી જોઇએ. શુક્રના સ્થાન ઉપરથી નીકળી જીવન અને બુદ્ધિરેષાને છેદી મંગળના સ્થાન ઉપર આરોહણ કરતી રેષા જે વર્ષે આ રેષા જીવનરેષાને છેદતી હોય તે વર્ષે કોઇ સ્નેહી કે સંબંધી તરફથી શારીરિક વ્યથા સૂચવે છે ( જુઓ રેષા त-थ આકૃતિ ૬ માં ) આકૃતિ ૬ માં બતાવ્યા પ્રમાણે એક રેષા જીવનરેષાના પ્રારંભમાંથી નીકળી સૂર્યના સ્થાનને છેદતી હોય તો તેવા મનુષ્યનાં માબાપ લક્ષ્મી ગુમાવે છે અને તેથી તે મનુષ્યની બાલ્યાવસ્થા દુઃખી અવસ્થામાં પસાર થાય છે.



આકૃતિ ૬.

---

## પ્રકરણ ૧૩ મું.

### અંગુઠા અને આંગળીઓ ઉપરનાં ચિહ્નો.

અંગુઠા ઉપર નખની પાસે ચોકડીનું ચિહ્ન હોય અને શુક્રના સ્થાન ઉપર આડી અવળી અનેક રેષાઓ હોઇ મોટી

જાળી જેવું દૃશ્ય થતું હોય તો મનુષ્ય વ્યભિચારી હોય છે. ચોકડીની જગાએ તારકનું ચિહ્ન હોય તો પણ મનુષ્યમાં નીતિનો અભાવ હોય છે. આ સ્થાન ઉપર જો ત્રીકોણનું ચિહ્ન હોય તો મનુષ્યની ઇચ્છાશક્તિ વૈજ્ઞાનિક અથવા પદ્ધતિસરની મહેનતમાં દોરાય છે જો વર્તુલનું ચિહ્ન હોય તો મનુષ્ય પોતાની ઇચ્છા શક્તિથી વિજય પ્રાપ્ત કરે છે. આ સ્થાને જો જાળીનું ચિહ્ન હોય તો તેવો પુરૂષ પોતાની સ્ત્રીનું ખૂન કરવા પ્રેરાય છે તેમજ સ્ત્રીના હસ્તમાં આવું ચિહ્ન હોય તો સ્ત્રી પતિનું ખૂન કરવા પ્રેરાય છે. આ ચિહ્નના સમર્થનમાં હસ્તમાં અશુભવૃત્તિ-દર્શક બીજાં ચિહ્ન પણ તપાસવાં. અંગુઠાના બીજા વિભાગ ઉપર સીધી દૃઢરેખાઓ હોય તો પ્રબળ તર્કબળ સૂચિત થાય છે. આવી રેખાઓને છેદનારી આડી રેખાઓ હોય તો મનુષ્યની તર્ક કરવાની શક્તિ મંદ હોય છે. આ સ્થાન ઉપર ચોકડીનું ચિહ્ન હોય તો આવા મનુષ્ય સ્હેલાઇથી દોરાઇ જાય છે. જાળીનું ચિહ્ન હોય તો મનુષ્યમાં નીતિમત્તાનું અને પ્રમાણીક વિચાર-સરણીનું ભાન ઘણું ઓછું થાય છે, આ સ્થાન ઉપર ચતુષ્કનું ચિહ્ન હોય તો મનુષ્ય પોતાના વિચારોમાં મક્કમ રહેનારો હોય છે.

સામાન્યતઃ આંગળીઓના વિભાગો ઉપર આડી રેખાઓ તે તે આંગળીઓથી સૂચિત થતા ફળમાં અવરોધ સૂચવે છે અને સીધી ઉભી રેખાઓ તેતે આગળીથી સૂચિત થતા શુભ ફળનું સમર્થન કરે છે. ગ્રહોના સ્થાન વિગેરેથી સૂચિત થતું ફળ શુભ નહિ હોય તો આ ચિહ્નોથી સૂચિત થતું શુભ ફળ પ્રમાણમાં ઘણું ઓછું મળશે તેમજ હસ્તરેખાઓથી સૂચિત થતું ફળ અશુભ નહિ હોય તો આ ચિહ્નોથી સૂચિત થતું અશુભ ફળ પ્રમાણમાં ઘણું ઓછું અશુભ નીવડશે.

આંગળીઓના વિભાગ ઉપર આડી અને સીધી રેખાઓથી સૂચિત થતા સામાન્ય ફળ વિશે ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એટલે તે તે વિભાગ ઉપર દૃશ્ય થતાં વિશિષ્ટ ચિહ્નો વિશે હવે લખવામાં આવશે. આ ચિહ્નો હથેળી તરફની આંગળીઓની બાજુ ઉપર જોવાનાં છે.

ગુરૂની આંગળી.

પ્રથમ–વિભાગ.

ચોકડી : અતિશય ધાર્મિક કલ્પનાઓથી ઉત્પન્ન થતી ચિત્તની ભ્રમીત અવસ્થા.

તારક: જીવનમાં એક અત્યંત શુભ પ્રસંગ.

ત્રીકોણ: ધાર્મિક સાહિત્યમાં પ્રાવીણ્ય.

વર્તુળ : બુદ્ધિ ઉપર શ્રદ્ધાનો વિજય.

જાળી : કેદખાનું, ધર્માંધતાના અતિરેકથી ઉત્પન્ન થતી સંસારથી અતિરિકત અવસ્થા.

બીજો–વિભાગ.

સીધી સર્પાકાર રેખાઓ : અશુભવૃત્તિ પોષક અભિલાષાઓ

આડી રેખાઓ : અદેખો અને પ્રપંચી સ્વભાવ.

ચોકડી : મોટા માણસથી રક્ષણ.

તારક ( પહેલા વિભાગથી ઉતરતી સીધી રેખાઓ સાથે ) પવિત્રતા.

તારક ( અર્ધ ચંદ્રાકાર રેખા સાથે ) લજ્જાહીનતા.

ત્રીકોણ : પક્કો મુત્સિદ્દી.

ચતુષ્ક : દૃઢહેતુ.

વર્તુલ. અફળ અભિલાષા

જાળી: અશુભ ઉદ્દેશો

શુક્રના સ્થાનમાંથી નીકળી ગુરૂની આંગળીના બીજા વિભાગ સુધી જતી રેષા : } ઉદાર ચારિત્ર્ય અને યશ.

ત્રીજો-વિભાગ

ચોકડી : અશુભ ટેવો.

તારક : નફ્ફટ સ્વભાવ.

ચતુષ્ક : જુલમી પ્રકૃતિ.

વર્તુલ : સફળ મહત્વાંકાંક્ષા.

જાળી : ભ્રષ્ટ લાંચીયો સ્વભાવ.

શનિની-આંગળી

પહેલો-વિભાગ

આડી લીટીઓ : આત્મહત્યા કરવાની વૃત્તિઓ.
ચોકડી : અતિશય વ્હેમીપણું.

તારક : ભયંકર ભાવિ.

બીજો વિભાગ

આડી રેષાઓ : અજ્ઞાન; દુરાગ્રહ.
એક જાડી રેષા : વિષથી મૃત્યુ.
ચોકડી : ભયંકર પ્રસંગ.
ત.રક : ભયંકર આપદ્
ચતુષ્ક : ભયંકર આપદ્
ત્રીકોણ : ગુપ્તજ્ઞાન તરફ ખાસ વલણ.
વર્તુલ : ગુપ્તજ્ઞાનની શોધમાં વિજય.
જાળી. : કમનશીબ અને રોગ.

ત્રીજો વિભાગ

ચોકડી : (સ્ત્રીઓમાં) વંધ્યત્વ.

ચોકડી : ચોરવૃત્તિ.
તારક : ખૂનીવૃત્તિ, અથવા ખૂનને પાત્ર થવાનું ભાવિ.
ત્રીકોણ : કપટી નીચ સ્વભાવ.
ચતુષ્ક : ઘાતકી મનોવૃત્તિ.
જાળી : કૃપણ સ્વભાવથી ઉદ્‌ભવતી ભ્રમીત અવસ્થા.

સૂર્યની આંગળી.

પહેલો-વિભાગ.

ચોકડી : પવિત્રતા.
તારક : ભવ્યતા-વિજય-કીર્તિ.
ત્રીકોણ : કળા-વિજ્ઞાન.
વર્તુલ : વિજય.
જાળી : ગાંડપણ.

બીજો-વિભાગ.

ચોકડી : નિષ્ફળ ગર્વથી ઉદ્‌ભવતી ઇર્ષા.
તારક : અસાધારણ શકિત.
ત્રીકોણ : કળા સર્જનની અદ્‌ભૂત શકિત.
ચતુષ્ક : વિશિષ્ટ શાખાઓમાં સાક્રય થતી શકિત.
વર્તુલ : વિજય.
જાળી : ઇર્ષાળુ પ્રકૃતિ.

ત્રીજો-વિભાગ.

અર્ધચંદ્રાકાર રેષા : દુઃખ.
ચોકડી : વ્યવસાયમાં વિરોધ.
તારક : આત્મશ્લાઘા.
ત્રીકોણ : પ્રકાશમાં આવવાની કળા.
વર્તુલ : વિજય અને લક્ષ્મી.
જાળી : ભગ્નાશા

## બુધની આંગળી.

### પહેલો-વિભાગ

પરસ્પર છેદતી રેષાઓ: બડાઇખોર જુઠો સ્વભાવ.
ચોકડી: (શુભસૂચક હસ્તમાં) ભવિષ્યની આગાહીનું જ્ઞાન.
ચોકડી: (અશુભસૂચક હસ્તમાં) ચોરી કરવાની વૃત્તિ.
તારક: ભવ્ય વકતૃત્વ.
ત્રીકોણ: ગુપ્તજ્ઞાન તરફ વલણ.
ચતુષ્ક: વાણિજ્ય-બુદ્ધિ.
જાળી: પ્રપંચ-ચૌર્યવૃત્તિ.

### બીજો-વિભાગ

ચોકડી: મોટી મુશીબતો.
તારક: અપકીર્તિ
ત્રીકોણ: ગુપ્તશાસ્ત્રોના જ્ઞાનને પ્રયોગમાં મુકવાની ક્રિયામાં સફળતા.
ચતુષ્ક: બુધના સ્થાનથી સૂચિત થતી ચપલતા મંદ કરે છે.
જાળી: મૂર્ખતા.

### ત્રીજો-વિભાગ

સર્પાકાર ઉભીરેષાઓ: ચૌર્યવૃત્તિ.
આડી રેષાઓ: ,,
ચોકડી: ,,
તારક: વકતૃત્વ.
ત્રીકોણ: મુત્સદ્દીપણું.
જાળી: મૂર્ખતા.

---

# પ્રકરણ ૧૪ મું

## કવાડ્રેન્ગલ, અને મહ ત્રીકોણ

આગલા પ્રકરણોમાં દર્શાવ્યા પ્રમાણે રેષાઓનું વિવેચન કર્યા પછી, અવલોકનકારની દૃષ્ટિ, હૃદયરેષા અને બુદ્ધિરેષા વચ્ચેના અંતર અને જીવનરેષા, બુદ્ધિરેષા અને સ્વાસ્થ્યરેષાથી બનતા ત્રીકોણ તરફ વળે છે. હૃદયરેષા અને બુદ્ધિરેષા વચ્ચેનું અંતર એક સરખું કોઇ હસ્તમાં જોવામાં આવતું નથી એટલે તે અર્થ સૂચક છે એમ માનવું અકારણ નથી. તેમજ જીવનરેષા, બુદ્ધિરેષા અને સ્વાસ્થ્યરેષાના અસ્તિત્વથી મંગળના મેદાનને ઘેરનારી જે ત્રીકોણ આકૃતિ થાય છે તે પણ વૈવિધ્યયુક્ત હોવાથી અર્થસૂચક છે.

આ વસ્તુસ્થિતિઓ પ્રકૃતિસૂચક છે.

બુદ્ધિરેષા અને હૃદયરેષા વચ્ચેના અંતરને કવૉડ્રેન્ગલ કહેવામાં આવે છે બંને રેષાઓ પોતાના નૈસર્ગિક સ્થાને આવેલી હોય તો તે બંને વચ્ચેનું અંતર એક બાજુથી બીજી બાજુ સુધી પ્રાય: સરખું હોય છે. આવી વસ્તુ સ્થિતિ મનની સમતોલ અવસ્થા બતાવે છે આવા માણસોની માનસિક સ્થિતિ સારી હોય છે તેમજ તેઓ મૈત્રી તથા પ્રેમમાં ચુસ્ત હોય છે. જયારે હૃદયરેષા પોતાનું નૈસર્ગિક સ્થાન



આકૃતિ ૧.

છોડી ઉંચી એટલે ગ્રહોના સ્થાનની સપાટી ઉપર ચઢી હોય અને બુદ્ધિરેષા પોતાનું સ્થાન તજી નીચે ઉતરેલી હોય ત્યારે આ અંતર વિશેષ પહોળું હોય છે. આવું ચિહ્ન ઇર્ષા અને બુદ્ધિ વિપર્યાસથી ઉદ્દભવતો ઉદ્ધત સ્વભાવ સૂચવે છે.

સામાન્ય રીતે બુદ્ધિરેખા સૂર્યના સ્થાન ઉપર પહોંચ્યા પછી નીચી ઢળવા માંડે છે. આકૃતિ ૧ માં બુદ્ધિરેખા ઉર્ધ્વ આરોહણ કરે છે તેથી શનિના સ્થાન નીચેનું અંતર अ–ब (આકૃતિ ૧ માં સૂર્યના સ્થાન નીચેના અંતર क–च કરતાં વધી જાય છે. આવી વસ્તુસ્થિતિમાં મનુષ્યને પોતાની આબરૂની પરવા હોતી નથી. આથી ઉલટું જ્યારે क–च અંતર अ–ब કરતાં વધારે હોય છે ત્યારે મનુષ્ય પોતાના માટે અન્ય લોકો શું ધારે છે, પોતાને લોકો કેવો ગણે છે વિગેરે પોતાની આબરૂ બાબત અન્ય જનોના અભિપ્રાય જાણવા આતુર હોય છે.

બુદ્ધિરેખા અને હૃદયરેખા વચ્ચેનું અંતર ઘણું સાંકડું હોય તો મનુષ્યનો સ્વભાવ નીચ, અન્યાયી અને સંકુચિત વિચારનો હોય છે. હૃદયરેખા પોતાનું સ્થાન તજી બુદ્ધિરેખાની સમીપમાં આવવાથી આ અંતર સાંકડું થતું હોય તો મનુષ્ય બુદ્ધિથી ન દોરાતાં લાગણીઓથી દોરાય છે, અને બુદ્ધિરેખા પોતાનું સ્થાન તજી હૃદયરેખા તરફ ઉંચી ચઢવાથી આ અંતર સાંકડું થતું હોય તો મનુષ્ય બુદ્ધિને અનુસરતાં લાગણીહીનતા કેળવે છે. આવો માણસ નીચ, કંજુસ અને અન્યની લાગણીઓ તરફ દુર્લક્ષ્ય કરનારો હોય છે. જ્યારે આ કવોડ્રેન્ગલમાં ઝીણી ઝીણી રેખાઓ અને ચોકડી હોય છે ત્યારે પ્રકૃતિ અતિ ચંચલ હોય છે અને તેવો મનુષ્ય ઘડીઘડીમાં ઉશ્કેરાઇ જાયછે. જ્યારે આ સ્થાન સ્વચ્છ એટલે ઉપર લખેલી સૂક્ષ્મરેખાઓથી મુકત હોય ત્યારે મન ઘણું શાંત હોય છે. આ સ્થાન ઉપર વિશિષ્ટ ચિહ્નો વિષે આગળ વિવેચન થઇ ગયું છે.

ત્રીકોણ, જીવનરેખા, બુદ્ધિરેખા અને સ્વાસ્થ્યરેખાથી બને છે. આ ત્રીકોણમાં મંગળનું મેદાન લગભગ સમાઇ જાય છે. જો હસ્તમાં સ્વાસ્થ્યરેખા સ્પષ્ટ ન હોય તો વાસ્તવીક ત્રીકોણ થતો

નથી. ત્રીકોણની ત્રણે બાજુઓ બળવાન રેષાઓની બનેલી હોય અને ત્રીકોણ સાંકડો થતો ન હોય તો મનુષ્યના વિચારો વિશાળ આરોગ્ય સુંદર અને સ્વભાવ નીડર હોય છે. સ્વાસ્થ્યરેષા, જીવન-રેષાથી દૂર અને તેમાં ભળતી ન હોય તો તે તંદુરસ્ત સારી હોય છે અને સ્વાસ્થ્યરેષા જીવનરેષાની નજીકમાં હોય અને સ્વાસ્થ્યરેષા જીવનરેષામાં ભળી જતી હોય તો આરોગ્ય નબળું હોય છે. આ સામાન્ય નિયમ ઉપર ઉપર દર્શાવેલો પહોળો ત્રીકોણ શુભસૂચક ગણેલો છે. જ્યારે સ્વાસ્થ્યરેષા જીવનરેષાની નજીક આવવાથી ત્રીકોણ સાંકડો બનતો હોય તો મનુષ્ય બીકણ અને હલકા સ્વભાવનો થાય છે બુદ્ધિરેષા નબળી એટલે સર્પા-કાર, અથવા તુટક તુટક કે સાંકળાકૃતિ હોઇ ત્રીકોણ સાંકડો થતો હોય તો મનુષ્ય જીવન સંગ્રામમાં નિષ્ફળ જાય છે. જીવન-રેષા, બુદ્ધિરેષા, અને સ્વાસ્થ્યરેષાથી સારો ત્રીકોણ બનેલો હોય પણ હસ્તમાં પ્રારબ્ધરેષા કે સૂર્યરેષા ન હોય તો મનુષ્ય સારી તંદુરસ્તી ભોગવે છે પણ કળાપ્રિય કે માનસિક પ્રવૃત્તિઓમાં વિજયી નીવડતો નથી. આવો માણસ સ્થૂલ અને વ્યવહારિક પ્રવૃત્તિ માટે વધારે અનુકુળ હોય છે.

આ ત્રીકોણના આકૃતિ ૧ માં દર્શાવ્યા પ્રમાણે ત્રણ ખૂણા પડે છે. આ ખૂણામાથી પહેલો જીવનરેષા અને બુદ્ધિરેષાથી પડતો ખૂણો સાંકડો અને પહોળો હોઇ શકે છે. સાંકડો અને સ્પષ્ટ જણાતો ખૂણો સંસ્કારી મન અને વ્યવહારિક સમજશકિત સારી આપે છે. આ ખૂણો અતિ સાંકડો હોય તો તે માનસિક નબળાઇ અને બીકણ સ્વભાવ સુચવે છે. બુદ્ધિરેષા જીવનરેષા સાથે વધારે સંયુકત રહેવાથી તીવ્ર લાગણીમયતા અને પોચું મન આપે છે, અને તે નિયમાનુસાર અતિ સાંકડા ખૂણાવાળા મનુષ્યો બીકણ અને આત્મશ્રદ્ધા વગરના હોય છે.

આ ખૂણો ત્રણ પ્રકારે બને છે.

( ૧ ) બુદ્ધિરેખા ટુંકી અને સીધી હોવાથી.

( ૨ ) બુદ્ધિરેખા સીધી હોઇ હૃદયરેખા તરફ આરોહણ કરી હથેળીની સામી બાજુ જતી હોવાથી.

( ૩ ) બુદ્ધિરેખા જીવનરેખાથી વિયુકત હોવાથી.

બુદ્ધિરેખા ટુંકી અને સીધી હોવાથી આ ખૂણો પહોળો લાગતો હોય તો મનુષ્યની પ્રકૃતિ અવિવેકી અને બુદ્ધિ જડ હોયછે.

બુદ્ધિરેખા સીધી હોઇ હૃદયરેખા તરફ જતી હોવાથી આ ખૂણો પહોળો દીસતો હોય તો મનુષ્યનો સ્વભાવ કંજુસ હોય છે.

બુદ્ધિરેખા જીવનરેખાથી વિયુકત હોવાથી આ ખૂણો પહોળો પડતો હોય તો મનુષ્ય સ્વતંત્ર વિચારનો હોય છે. જીવનરેખા અને બુદ્ધિરેખા વચ્ચે અંતર વધારે હોય છે તો મનુષ્ય ઘણોજ અવિચારી, ઉદ્ધત અને સાહસિક હોય છે.

સ્વાસ્થ્યરેખા સ્પષ્ટ દેખાતી ન હોય તો બીજા અને ત્રીજા ખૂણાની વાત વિચારવાની રહેતી નથી.

બીજો ખૂણો સ્પષ્ટ, નહિ સાંકડો નહિ પહોળો એવા મધ્યમ માપનો હોય તો જીવનબળ સારૂં અને બુદ્ધિ તીવ્ર હોય છે.

આકૃતિ ૨ માં त-थ રેખા સાથે अ-द રેખાથી બનેલો ખૂણો પહોળો છે. त-थ રેખા સાથે क-ड રેખાથી બનેલો ખૂણો સાંકડો છે અને त-थ જેવી રેખા સાથે अ-द અને क-ड રેખાથી બનેલો ખૂણો અતિ પહોળો છે.



આકૃતિ ૨.

આ બીજો ખૂણો ઘણો સાંકડો હોય તો મનુષ્યનું આરોગ્ય નબળું હોય છે, તેની લાગણીઓ તીવ્ર અને સ્વભાવ ચીડીયો હોયછે.

કચોડ્ન્ગલ્ન સાંકડો, હૃદયરેષા નિર્બળ હોય અને તેની સાથે આ ખૂણો પહોળો હોય તો મનુષ્યનો સ્વભાવ કૃપણ હોય છે.

બુદ્ધિરેષા ચંદ્રના સ્થાન તરફ ઢળવાથી સ્વાસ્થ્યરેષા સાથે અતિ પહોળો ખૂણો બને છે. આવો ખૂણો અતિ તીવ્ર લાગણીઓ અને પોચો સ્વભાવ સૂચવે છે.

ત્રીજો ખૂણો સ્વાસ્થ્યરેષા જીવનરેષામાં ભળવાથી અથવા જીવનરેષામાં ન ભળતાં તેની સમીપમાં આવી હથેળીના મૂળ તરફ જવાથી અને જીવનરેષાથી અતિ દૂર હથેળીના મૂળ તરફ જવાથી બને છે.

આકૃતિ ૩ માં દર્શાવ્યા પ્રમાણે अ-ब રેષા જીવનરેષામાં ભળવાથી ત્રીજો ખૂણો બનતો હોય તો શારીરિક હાલત બગડેલી રહે છે, અને સ્વાસ્થ્યરેષાના વિવેચનમાં દર્શાવ્યા પ્રમાણે સ્વાસ્થ્યરેષા જીવનરેષા જેટલી અથવા તેના કરતાં વધારે બળવાન હોય છે તો સ્વાસ્થ્ય રેષાથી સૂચિત થતા રોગથી મનુષ્યનું મૃત્યુ થાય છે આકૃતિ ૩ માં બતાવ્યા પ્રમાણે क-ड રેષાથી બનતો ખૂણો સારું આરોગ્ય અને પ્રબળ બુદ્ધિ આપે છે. ત્રીજો ખૂણો च-छ જેવી રેષાથી બની પહોળો હોય તો મનુષ્યનો સ્વભાવ નીડર અને ઉદાર હોય છે અને તેવો માણસ પોતાના ધંધામાં વિજયી નીવડે છે. આ ત્રીકોણમાં એટલે મંગળના મેદાનમાં આવેલાં વિશિષ્ટ ચિહ્નો વિશે આગળ લખવામાં આવેલું છે, એટલે પુનરૂક્તિ માટે તેનો અત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.



આકૃતિ ૩.

# પ્રકરણ ૧૪ મું

## કાળ નિર્ણય



આકૃતિ. ૧

હસ્તની રેખાઓ ઉપરથી કો પ્રસંગ ક્યારે બનશે તે દર્શાવવા પશ્ચિમના હસ્ત પરીક્ષકોએ અનેક પ્રકારની પદ્ધતિ

એ દર્શાવી છે. આ બધી પદ્ધતિઓમાંથી શીરોની પદ્ધતિ લેખકને વધારે સયુક્તિક અને સચોટ લાગી છે અને તેથી તેના આધારે ઉપલો કાળદર્શક નકશો આલેખવામાં આવ્યો છે.

શીરોના નકશામાં શુક્રનું મધ્યબિન્દુ કેમ શોધવું તે બતાવવામાં આવ્યું નથી. આ ચિહ્ન (ઉપલા નકશામાં ० બિન્દુ) જો બરાબર શોધવામાં ન આવે તો તેની કાળ નિર્ણયની બધી ઇમારત પડી ભાગે છે. અંગુઠાના ત્રીજા વિભાગ च–छ ના મધ્યમાંથી એક બિન્દુ પકડી બુધની આંગળીના અંતિમ બિન્દુથી अ–ब જેવી રેષા દોરવી, અને ગુરૂ અને શનિની આંગળી વચ્ચેથી क–ड જેવી સીધી રેષા દોરવી. આ બંન્ને રેષાઓ એક બીજાને ० બિન્દુમાં છેદશે. આ બિન્દુને મધ્યબિન્દુ તરીકે સ્વીકારી આકૃતિ ૧ માં દર્શાવ્યા પ્રમાણે રેષાઓ દોરવી. अ–ब રેષા દરેક પ્રકારના હસ્તમાં જીવન અને પ્રારબ્ધરેષાને ૩૫ વરસના અરસામાં છેદશે. ० બિન્દુથી જીવનરેષાને ૨૧ વર્ષે છેદતી રેષા પ્રારબ્ધરેષાને ૫૬ વર્ષે છેદશે આવી બીજી રેષા ० બિન્દુથી નીકળી જીવનરેષાને ૨૮ વર્ષે અને પ્રારબ્ધ રેષાને ૪૨ વર્ષે છેદશે. આવી બીજી રેષા ० બિન્દુમાંથી નીકળી જીવનરેષાને ૪૯ વર્ષે અને પ્રારબ્ધરેષાને ૨૮ વર્ષે છેદશે. આ પ્રમાણે વર્ષ ગણના ઉપલી આકૃતિથી સમજી લેવાની છે. મનુષ્યની પ્રવૃત્તિનો મોટો ભાગ ૨૧ થી ૪૨ સુધીનો હોય છે એટલે આ વિભાગમાં મંગળના મેદાનનો સમાવેશ કરવામાં આવ્યો છે. ૨૧ વર્ષ કરતાં પણ વ્હેલી વ્યવસાયની શરૂઆત થઇ હશે તો ૨૧ વર્ષ કરતાં નીચે પ્રારબ્ધરેષાની શરૂઆત થશે. જેઓ કોઇ પણ પ્રકારનો વ્યવસાય કરે છે તેમની બાબતમાં આ ગણના સચોટ માલમ પડી છે. ગર્ભશ્રીમંત કે વારસાથી જેમને લક્ષ્મી પ્રાપ્ત થઇ હોય તો તેવા મનુષ્યમાં આ સ્થિતિ બતાવનારાં

ચિહ્ન હોય એટલે તેમની ચાલુ સુખી હાલતનો ખ્યાલ આવી શકે છે. આમ છતાં જો તેઓ કોઈપણ પ્રકારની પ્રવૃત્તિ કરતા હોય તો તે પ્રવૃત્તિની શરૂઆત, તેમાં લાભ યા હાનિ, વિગેરે ઉપલી ગણના પ્રમાણે પ્રારબ્ધરેષા ઉપરથી જણાશે. જીવન રેષાના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આરબ્ધનાં કેટલાંક શુભ પરિવર્તનનાં વર્ષ જીવન રેષા ઉપર ઉર્ધ્વગામિની રેષાઓ ઉપરથી જાણી શકાય છે.

વિજયરેષા ઉપર વર્ષ ગણના આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે પ્રારબ્ધરેષાના વર્ષોથી રેષાઓ દોરીને કહાડી શકાય છે. નકશા ઉપર વર્ષ ગણના કરતાં નૈસર્ગિક હસ્ત ઉપર વર્ષ ગણના કરવી એ વધારે મુશ્કેલ છે, પણ અભ્યાસ અને ખંતથી નકશામાં દર્શાવેલી પદ્ધતિ સમજપૂર્વક વાપરવાથી ચોક્કસવર્ષો કહાડી શકાશે.

હૃદયરેષા ઉપર કાળગણના માટે જીવનરેષાની મર્યાદાનાં જેટલાં વર્ષનીકળે ( અકસ્માત્ બાદ કરતાં ) તેટલાં વર્ષની હૃદય-રેષાની મર્યાદા ગણવી અને પછી તેના સરખા વિભાગ પાડવા.



આકૃતિ ૨.

જીવનરેષાની અંદર આવેલી શુક્રરેષા જ્યારે લગ્ન કે પ્યાર સંબંધ સૂચવે ત્યારે તેની શરૂઆતથી સીધીરેષા જીવન રેષાને દોરતાં જે વર્ષ જીવનરેષા ઉપર આવે તે વર્ષના ગાળામાં લગ્ન કે પ્યાર સંબંધ બંધાય છે. ચંદ્રરેષાથી સૂચિત થતો સંબંધ જ્યારે ચંદ્રરેષા આરબ્ધ રેષામાં ભળે ત્યારે એટલે આરબ્ધ રેષાના જે વર્ષે તેનો સંગમ બનતો હોય તે વર્ષે

ચંદ્રરેખાથી સૂચિત થતું ફળ પ્રાપ્ત થાય છે. બુધના સ્થાન ઉપર દૃશ્ય થતી લગ્ન કે પ્યાર રેખાથી આડીરેખા દોરી જ્યારે જીવન રેખાને તે છેદે તે વર્ષે લગ્ન કે પ્રીતિ સંબંધ સ્થાપન થાય છે. ( આકૃતિ ૨. )

બુદ્ધિરેખાનો ઘણી વખત વિકાસ થયેલો લેખકના જોવામાં આવ્યો છે. શનિની આંગળીના ત્રીજા વેઢાના મધ્ય ભાગથી ઉપલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે રેખા દોરી તે રેખા બુદ્ધિરેખાને જે સ્થળે છેદે તે વર્ષ ૩૫ વર્ષ મૂકવાં. બુદ્ધિરેખાના પ્રારંભથી આ બિન્દુ સુધીના સરખા ભાગ પાડવા અને તે પ્રમાણ લઇ ૩૫ વર્ષથી આગળ પણ ભાગ પાડી વર્ષ ગણવાં.

જીવનરેખા અને પ્રારબ્ધરેખા ઉપર વર્ષ શોધવાની અન્ય પદ્ધતિઓ છે પણ લેખકને અનુકુળ ન લાગવાથી અત્ર દર્શાવી નથી.

ઘણી વખત પ્રારબ્ધરેખાની મર્યાદા જીવનરેખાની મર્યાદા કરતાં વધારે લાગે છે. શનિના કે સૂર્યના કે ગુરૂના સ્થાન ઉપર ઉંડી જતી પ્રારબ્ધરેખા પ્રારબ્ધના ચોક્કસ પ્રકાર સૂચવે છે એટલે તેટલાં વર્ષ સુધી પ્રવૃત્તિમય જીવન રહે છે એવું માનવાનું નથી. આવી બાબતોમાં જીવનરેખાની મર્યાદા ધ્યાનમાં લેવાની છે. ગુરૂ તથા શનિ કે સૂર્યના સ્થાન ઉપર ઉંડી જતી પ્રારબ્ધ રેખાથી સૂચિત થતું ફળ પ્રારબ્ધરેખા ઉપર શુભ અથવા અશુભ સૂચક ચિહ્નો ઉપરથી તે તે વર્ષે મનુષ્યને મળે તેમ સમજવાનું છે.

---

## પ્રકરણ ૧૫ મું.

### હાથ કેમ જોવો.

આ પ્રકરણમાં હસ્ત જોવાની પદ્ધતિ આપી છે. હસ્તપરીક્ષકો બુદ્ધિરેખાનું નિરીક્ષણ કર્યા વિના કેવળ પ્રારબ્ધરેખા જોઇ સારૂં ભવિષ્ય ભાખે છે પણ નિર્બળ બુદ્ધિરેખાના લીધે પ્રારબ્ધરેખાથી

સૂચિત થતાં ફળની અસર ઘણી ન્યૂન થઇ જાય છે. તેવીજ રીતે વિજયરેખાનો વિચાર કર્યા વિના કેવળ પ્રારબ્ધરેખા જોવાથી પણ હસ્તપરીક્ષક ભૂલાવામાં પડે છે. ઘણી વખત રેખાઓ સ્પષ્ટ નહિ હોવાથી પણ મનુષ્ય નિરીક્ષણમાં ભૂલ કરે છે.

હસ્ત જોતાં બધી રેખાઓ સ્પષ્ટ જણાતી ન હોય તો હથેળી ઉપર ઘી અથવા સૌગંધ્યયુક્ત તેલ ચોપડવાથી બધીરેખાઓ મોટી તથા નાની-સ્પષ્ટ દેખાઇ આવે છે.

પ્રથમ હસ્તનો પ્રકાર નિશ્ચિત કરવો. એ જાણવાથી મનુષ્યમાં મૂળ કયી વૃત્તિઓ જીવન દોરી રહી છે તે જણાશે. ત્યાર પછી આંગળીઓનું નિરીક્ષણ કરવું. આંગળીના નિરીક્ષણથી મૂળ વૃત્તિઓમાં ન્યૂનાધિકય કે પરિવર્તન થતું હશે તો જણાશે. સામાન્ય વલણ માટે નખ પણ જોવા. આ પછી અંગુઠો તપાસવો. હસ્તના પ્રકારથી સૂચિત થતી મનોવૃત્તિઓને જીવનમાં પ્રકટ કરવાનું મનુષ્યમાં સામર્થ્ય છે કે નહિ તે અંગુઠા ઉપરથી જણાશે.

હસ્તનું આટલું અવલોકન કર્યા પછી ગ્રહોનાં સ્થાન તપાસવાં આ નિરીક્ષણ કરવાથી મનુષ્યના વર્તમાન માનસિક જીવનનું બારીક પૃથક્કરણ કરી શકાશે. વામ હસ્ત સાથે દક્ષિણ હસ્ત સરખાવવાથી જન્મથી પ્રાપ્ત થયેલા સંસ્કારોમાં ન્યૂનાધિકય શું થયું છે તે જણાઇ આવશે. ત્યારબાદ હથેળીનો રંગ વિગેરે જોવું.

હસ્તાકૃતિનો વિચાર કરીને હસ્તરેખાઓ તપાસવી. પ્રથમ જીવનરેખા તપાસવી. કાળ નિર્ણયના પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે જીવનરેખાની મર્યાદા શોધી માંદગી અને અકસ્માત્ રેખાઓ તપાસવી, અકસ્માત્ માટે હૃદયરેખા અને બુદ્ધિરેખા ઉપર અકસ્માત્-સૂચક ચિહ્નો હોય તે પણ તપાસવાં. વર્તમાન શારીરિક અવસ્થા સ્વાસ્થ્યરેખા અને નખ ઉપરથી જોઇ લેવી. જીવનરેખા તથા સ્વાસ્થ્યરેખાનું નિરીક્ષણ કર્યા પછી બુદ્ધિરેખાનું પૃથક્કરણ કરવું

બુદ્ધિરેખા તપાસ્યા પછી હૃદયરેખા તપાસવી. હૃદયરેખા ઉપરથી પ્રેમનો આદર્શ, પ્રેમ, સુખ વિગેરેની નોંધ બરાબર કરવી કારણ કે લગ્ન અને લગ્ન સુખનો નિશ્ચય કરતાં આ વીગતોની જરૂર પડશે. લગ્નનો વિષય અટપટો હોવાથી પહેલાં પ્રારબ્ધરેખા અને વિજયરેખા બંન્નેનો સાથે વિચાર કરવો. પ્રારબ્ધરેખાથી સૂચિત થતા ફળમાં વિજયરેખા વૃદ્ધિ કરે છે એ ન્યાયે પ્રારબ્ધ ઉપર જે શુભ અને અશુભ વર્ષો દેખાતાં હોય તેનું સમર્થન સૂર્યરેખા સમાંતર ચાલતી હશે તો તેના ઉપરથી જણાશે. પ્રારબ્ધરેખાના નિરીક્ષણ સાથે જીવન રેખામાંથી ઉર્ધ્વગામિની રેખાઓ પણ તપાસવી. કારણ કે આવી રેખાઓ જીવનમાં શુભ પરિવર્તન સૂચવતી હોવાથી પ્રારબ્ધરેખાની ઉણપ પૂરે છે દરેક રેખા સાથે તેની ઉપરેખાઓનો પણ વિચાર કરવો. આવી રીતે મુખ્યરેખાઓ તપાસ્યા પછી લગ્ન અને સંતતિનો નિશ્ચય કરવો. લગ્ન પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે લગ્ન સૂચક ચિહ્નો બુધ, શુક્ર અને ચંદ્રના ત્રણે સ્થાનો ઉપર જોવાં, તેમજ હસ્ત ઉપરથી સૂચિત થતી મનુષ્યની નીતિ-અનીતિનો ખ્યાલ બાંધી લગ્નનો નિશ્ચય કરવો અને ત્યારપછી સંતાનરેખાઓ જોવી. આ પછી વિશિષ્ટ ચિહ્નો તથા બીજી પરચુરણ રેખાઓ તપાસવી. વામ હસ્ત ઉપર કેટલું વજન રાખવું તે આગળ દર્શાવવામાં આવ્યું છે.

રેખા નિરીક્ષણ કુદરતી હસ્ત ઉપરજ સારૂં થઇ શકે છે. હસ્ત ઉપરથી પ્રતિકૃતી પણ લેવાય છે. ફોટો લીધો હોય તો તેમાં બધી રેખાઓ સ્પષ્ટ જણાય છે તેમજ ગ્રહોનાં સ્થાનનો ઉઠાવનો પણ ખ્યાલ સારો બાંધી શકાય છે. ફોટો લેવો મોંઘો પડે તે માટે અભ્યાસકના માટે હસ્તની પ્રતિકૃતી લેવાની પદ્ધતિઓ અત્ર બતાવી છે.

(૧) એક ધોળો કાગળ લઇ તેને દિવાની જ્યોત ઉપર ધરી મેશથી કાળો કરવો. પછી તેના ઉપર જમણો હાથ ઉંધો મૂકી પેન્સીલથી જ્હાગની રૂપરેખા દોરવી અને હાથનો ખાડો પૂરવા કાગળ નીચે થોડું રૂ મૂકવું. હથેળી ફરી ન જાય તેવી રીતે ધીમેથી દબાવી હાથ ઉઠાવી લેવા. આમ કરવાથી મેશવાળા કાગળ ઉપર બધી રેખાઓ પડશે. કાગળના પાછલી બાજુએ તેલ ચોપડી સૂકવી દેવો.

(૨) અંગુઠા પાડવાની સહીની ડબ્બીઓ આવે છે તે હથેળીના દરેક ભાગ ઉપર ઘસી ઉપર લખ્યા પ્રમાણે કાગળ ઉપર પ્રતિકૃતી પાડવી. આ કાગળ પાછળ તેલ ચોપડવાની જરૂર નથી. હાથની રૂપરેષા દોરવાનું ભૂલવું નહીં.

(૩) પદ્ધતિ ૧ માં બતાવ્યા પ્રમાણે કપુરની મેંશથી કાગળ કાળો કરી હથેળીની પ્રતિકૃતી લેવી. આવા કાગળની પાછળ તેલ ચોપડવાની જરૂર નથી કારણ કે કપુરની મેશવાળી પ્રતિકૃતી ભુંસાઇ જતી નથી.



# પરિશિષ્ટ अ

## હસ્તનાં ચિહ્નો ઉપરથી સૂચિત થતી માનસિક શક્તિઓ અને માનસિક વૃત્તિઓ.

નોંધ—આ પરિશિષ્ટમાં જુદા જુદા પ્રકારનાં ચિહ્ન અમુક અમુક શક્તિઓ માટે બતાવ્યાં છે. આ ચિહ્નો પૈકી બધાં ચિહ્ન ન હોતાં એક બે ચિહ્નો ખૂટતાં હોય તો પણ તે તે શક્તિઓના અંકુર રહેલા હોય છે.

**સ્વાદપ્રિયતા:**—આંગળીઓનો ત્રીજો વિભાગ અંદરની બાજુએ પુષ્ટ હોય છે. હથેળી અને આંગળીઓને જોડનાર વેઢા ભરાવદાર હોય છે. આંગળીઓ સુંવાળી તથા ગોળાકાર હોય છે. ગુરૂનું સ્થાન વધારે પડતો વિકાસ પામેલું હોય છે. પીણાના શોખીન માટે ઉપલાં ચિહ્ન સાથે મંગળનાં સ્થાન વધારે ઉપસેલાં હોય છે.

## પ્રેમ.

**આદર્શ પ્રેમ:**—ગુરૂના સ્થાન ઉપરથી નીકળતી બે ફાંટામાં વિભક્ત હતી હૃદયરેખા આવી રેખા ગુરૂના અંતિમ વિભાગથી ( હથેળીની બાજુથી ) ઉદ્ભવતી હોય તો આવો મનુષ્ય પ્રેમાંધ હોય છે એ પ્રેમનો ઉહાપોહ બહુ કરે છે. આવી રેખા ગુરૂ અને શનિની આંગળીઓ વચ્ચેથી નીકળે છે અથવા તેના નીચે ગુરૂનાં સપાટી ઉપરથી નીકળે છે તો પ્રેમ શાંત અને ઉંડો હોય છે.

**વિષયી પ્રેમ:**—શનિના સ્થાનથી નીકળતી હૃદયરેખા.

**મલિન પ્રેમ:**—ચંદ્ર અને શુક્રનાં સ્થાન એક બીજામાં ભળી

જતાં હોય અને તેની સાથે હસ્તમાં શુક્ર કંકણું હોય અથવા શુક્રના સ્થાન ઉપર જાળીનું ચિહ્ન હોય.

**વાત્સલ્ય ભાવઃ**—બુધના સ્થાનનો વિકાસ હથેળીના અંતિમ વિભાગ તરફ વધારે જણાય છે. શુક્રનું સ્થાન વિકાસ પામેલું હોય છે પણ તેમાં આડી અવળી અશુભ વૃત્તિસૂચક રેખાઓ હોતી નથી.

**મિત્ર પ્રેમઃ**—ગુરૂ તથા શુક્રનાં સ્થાન વિકાસ પામેલાં હોય છે અને હૃદયરેખા જ્વલંત હોય છે અને ગુરૂના સ્થાન ઉપર સચ્ચાઇ દર્શાવવા હૃદયરેખાના અંતમાં બે ફાંટા પડેલા હોય છે.

**લડાયક વૃત્તિઃ**—મંગળનાં બન્ને સ્થાન વિકાસ પામેલાં હોય છે ગુરૂના સ્થાન નીચેનું મંગળનું સ્થાન કઠણ અને વિકાસ પામેલું હોય તો શરીરથી લડવાની વૃત્તિ હોય છે. બુધના સ્થાન નીચેનું મંગળનું સ્થાન વધારે વિકાસ પામેલું હોય તો માનસિક વિરોધ કરવાની વૃત્તિ હોય છે.

**વૈર વૃત્તિ**—અંગુઠો પાછલી બાજુએ ગોળાકાર થતો હોય તો મનુષ્યમાં વૈર લેવાની વૃત્તિ રહેલી હોય છે.

**વિનાશક વૃત્તિઃ**—ગુરૂના સ્થાન નીચેનું મંગળનું સ્થાન કઠણ અને વિકાસ પામેલું હોય છે. હૃદયરેખા રક્તવર્ણી અને હથેળીના એક છેડાથી બીજા છેડા સુધી જનારી હોય છે. બુદ્ધિરેખા પણ કોઇક કોઇક વખત રક્તવર્ણી હોય છે. બુદ્ધિરેખા ઉર્ધ્વ ગામિની થઇ હૃદયરેખાને છેદે છે. અંગુઠાનો પહેલો વિભાગ પ્રમાણમાં વધારે સ્થુલ અને ટોચ ઉપરથી બુઠ્ઠો હોય છે.

આત્મશ્લાઘા:—( પોતાનાં વખાણ સાંભળવાની મમતા ) ગુરૂની આંગળી સામાન્ય માપ કરતાં ઘણી લાંબી હોય છે સૂર્ય અને બુધનાં સ્થાન વિશેષ વિકાસ પામેલાં હોય છે. શુક્રનું સ્થાન પણ વધારે વિકાસ પામેલું હોય છે.

ગુપ્ત રાખવાની વૃત્તિ:—ગઠ્ઠાવાળી આંગળીઓ. બુદ્ધિરેખા સીધી અને હથેળીની સામી બાજુએ જતી હોય છે અને હૃદય અને બુદ્ધિરેખા વચ્ચેનું અંતર ટૂંકું હોય છે.

સ્વાર્થ વૃત્તિ અને ધનલોલુપતા:—બુદ્ધિરેખાના અંતમાં બે ફાંટા હોઈ એક ફાંટો બુધના સ્થાન તરફ જતો હોય છે. સૂર્યરેખા લાંબી હોય છે. હથેળીના એક છેડાથી બીજા છેડા સુધી જતી હૃદયરેખા હોય છે.

સ્વમાન વૃત્તિ:—ગુરૂનું સ્થાન મધ્યમાં વિકાસ પામેલું હોય છે. જો આ વૃતિ વધારે પ્રખરતા પામી હોય તો બુદ્ધિરેખા જીવનરેખાથી વિયુક્ત હોય છે. સ્વમાન વૃત્તિ સાથે લડાયક વૃત્તિ હોય તો મંગળના સ્થાન પણ વિકાસ પામેલાં હોય છે.

સાવધાનતા:—બુદ્ધિરેખા સાથે જીવનરેખા ઘણી સંયુક્ત હોય છે. મંગળના સ્થાન વિકાસ પામેલાં હોતાં નથી તો આ સાવધાનતા વધારે તીવ્ર હોય છે અને તેમાં કાયરતાના અંશ સમાયેલા હોય છે.

કલ્યાણ કરવાની વૃત્તિ શીલ સ્વભાવ:-સ્પષ્ટ વિકાસ પામેલું શુક્રનું સ્થાન, ગુરૂનું સ્થાન પણ વિકાસ પામેલું હોય છે. ગુરૂના સ્થાન ઉપરથી ઉદ્ભવતી હૃદયરેખાના અંતમાં સચ્ચાઇસૂચક બે ફાંટા હોય છે. બુદ્ધિરેખા

ચંદ્ર તરફ ઢળતી હોય છે ત્યારે આ વૃત્તિના મૂળમાં કલ્પના સમાયેલી હોય છે. આંગળીઓ ગઠ્ઠા વગરની હોય છે.

પ્રભુ-પ્રેમઃ—ગુરૂની આંગળી લાંબી અને ટોચ ઉપર ગોળાકાર હોય છે. પહેલા અને બીજા વિભાગને જોડનારો શંકા સૂચક ગઠ્ઠો વિકાસ પામેલો હોતો નથી. ગુરૂનું સ્થાન પણ વિકાસ પામેલું હોય છે આ ચિન્હોથી મનુષ્યમાં ધાર્મિકભાવ ખીલે છે. ગુપ્તજ્ઞાન સૂચક ચોકડી જો હથેળીમાં હોય તો મનુષ્ય યોગદ્વારા પ્રભુ-પ્રેમ કેળવે છે. આ સાથે વિકાસ પામેલો પણ રેષાઓ વિનાનો ચંદ્ર ખાસ કરીને હથેળીના મૂળ તરફ ઢળતો હોય છે. જીવનની ગહન બાજુ તરફ આકર્ષણ કરતો શનિ પણ હથેળીમાં વિકાસ પામેલો હોય છે

દૃઢતાઃ—એકાગ્રતા સૂચક ઉંડી બુદ્ધિરેષા હોય છે. અંગુઠાના બીજા અને ત્રીજા વિભાગને જોડનારો સાંધો દૃઢ હોય છે. બુધના સ્થાન નીચેનું મંગળનું સ્થાન વિકાસ પામેલું અને કઠણ હોય છે અથવા તેના ઉપર ખાસ વિશિષ્ટ ચિહ્ન ( △ કે ＊ ) હોય છે.

પ્રમાણિકતાઃ—સીધી બુદ્ધિરેષા, વિકાસ પામેલાં, ગુરૂ, શુક્ર અને સૂર્યનાં સ્થાન, પ્રમાણમાં ઓછું વિકાસ પામેલું બુધનું સ્થાન. બુધની આંગળી સામાન્ય માપ કરતાં ઓછી હોતી નથી.

આશાવાદીપણુંઃ—ગુરૂનું સ્થાન વિકાસ પામેલું હોય છે; આંગળીઓ ગોળાકાર ટોચવાળી હોય છે. જો આવો આશાવાદી પુરૂષ કલ્પના પરાયણ હોય તો આવાં ચિહ્ન

સાથે બુદ્ધિરેષા ચંદ્રના સ્થાન તરફ ઢળી અંતમાં બે ફાંટામાં વિભકત થયેલી હોય છે જો આવો માણસ આશાવાદી હોવા ઉપરાંત સાહસ ખેડનારો હોય છે તો ઉપલાં ચિહ્નો સાથે ત્રીજી આંગળી શનિની આંગળી જેટલી લાંબી હોય છે. આશાવાદી હાથમાં શનિનું સ્થાન ઉપસેલું હોતું નથી. કવચિત શનિનું સ્થાન જોવામાં આવે છે તો સૂર્યનું સ્થાન પણ તેટલું જ વિકાસ પામેલું હોય છે.

અમાનુષી તત્ત્વોમાં માન્યતાઃ-યોગ તરફ વૃત્તિ અથવા અદૃશ્ય તત્ત્વોમાં માન્યતા હથેળીમાં બુદ્ધિ અને હૃદયરેષા વચ્ચે આવેલી ગુપ્તજ્ઞાન સૂચિત ચોકડીથી જણાય છે આત્મસ્ફુરણરેષા સ્પષ્ટ જોવામાં આવે છે અને આંગળીઓ પાતળી સુંવાળી, અને ટોચ ઉપરથી ઘણી ગોળ અણીવાળી હોય છે. આ શકિતના સમર્થનમાં ઘણી વખત ગુરૂકંકણ પણ જોવામાં આવે છે. ગુપ્ત જ્ઞાન સૂચક ચોકડી કોઇ વખત વ્હેમ પોષવાની વૃત્તિ અને કોઇ વખત શુદ્ધ ગુપ્તજ્ઞાન સૂચવે છે. ગુપ્ત જ્ઞાન સૂચક ચોકડીના વિવેચનમાં આ વસ્તુનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

આદર્શપ્રિયતાઃ—ઉદ્દામ વિચારો માટે સૂર્યનું સ્થાન વિકાસ પામેલું હોય છે. આંગળીઓ લાંબી અને તેની ટોચ ગોળાકૃતિ હોય છે.

વિનોદ-વૃત્તિઃ—નખ ટુંકા હોય છે, મંગળ અને બુધનાં સ્થાન વિકાસ પામેલાં હોય છે, શનિના સ્થાનનો અભાવ હોય છે, બુદ્ધિરેષા કોઇક કોઇક વખત જીવનરેષાથી વિયુકત હોય છે.

અનુકરણ શકિતઃ—બુધનું સ્થાન વિકાસ પામેલું હોય છે, અંતમાં બે મોટા ફાંટામાં વિભક્ત થતી બુદ્ધિરેખા હોય છે, શુક્રનું સ્થાન વિકાસ પામેલું હોય છે, સર્ય રેખા સાથે સૂર્યનું સ્થાન પણ સાથે સાથે વિકાસ પામેલું હોય છે, સામાન્યતઃ વિકાસ પામેલું બુધનું સ્થાન અનુકરણ શકિત સૂચવે છે.

પૃથક્કરણ શકિતઃ—ઉપસેલું બુધનુ સ્થાન, આંગળીયો લાંબી પણ ગઠ્ઠાવાળી અને ટોચ ઉપરથી ચપટી કે ચોરસ હોય છે. બુદ્ધિરેખા અંતમાં બુધના સ્થાન તરફ ઉંચી ચઢતી હોય છે.

રંગ-રૂચિઃ—બુધના સ્થાન નીચેનું મંગળનું સ્થાન વિકાસ પામેલું હોય ને તેની સાથે બીજાં સ્થાન વિકાસ પામેલાં હોય તો વિશિષ્ટ રંગ પ્રીતિ જણાઇ આવે છે. એકલો મંગળ જ વિકાસ પામેલો હોય તો લાલરંગ પ્રિય હોય છે. મંગળની સાથે ગુરૂનું સ્થાન વિકાસ પામેલું હોય છે તો ચળકતા રંગો તરફ પ્રીતિ થાય છે ખાસ કરીને પીળો રંગ વધારે પ્રિય હોય છે, મંગળ સાથે શનિનું સ્થાન વધારે વિકાસ પામેલું હોય છે તો શ્યામ રંગ વધારે પ્રિય હોય છે. મંગળ સાથે સૂર્યનું સ્થાન વધારે વિકાસ પામેલું હોય તો સોનેરી અથવા શ્વેત રંગ વધારે પ્રિય હોય છે. મંગળના સાથે બુધનું સ્થાન વધારે વિકાસ પામેલું હોય તો મનુષ્યને આછા રંગ ગમે છે મંગળ સાથે ચંદ્ર વિકાસ પામેલો હોય તો રૂપેરી રંગ મનુષ્યને વધારે પ્રિય હોય છે. મંગળની સાથે શુક્રનું સ્થાન વધારે ઉપસેલું હોય છે તો મનુ-ષ્યને ગુલાબી રંગની છાંયા વધારે પ્રિય હોય છે.

શંકુ આકારનો હાથ રંગથી વધારે આકર્ષાય છે. ખાસ કરીને સૂર્યની આંગળીનો ત્રીજો વિભાગ પ્રમાણમાં વધારે લાંબો હોય છે.

સ્થાનાંતર પ્રીતિઃ—ખાસ વિકાસ પામેલું બુધનું સ્થાન વધારે વિકાસ પામેલાં સૂર્યનાં તથા ચંદ્રનાં સ્થાન. ચંદ્રના સ્થાન ઉપર આડીરેખાઓ. મણિબંધમાંથી હથેળીમાં આરોહણ કરતી રેખાઓ, જીવનરેખામાંથી ચંદ્રના સ્થાન તરફ જતી રેખાઓ.

ગણિત શક્તિઃ—આંગળીઓ ગઠ્ઠાવાળી અને ચોરસ ટોચવાળી હોય છે અંગુઠો લાંબો હોય છે. બુધ્ધિરેખા સીધી હોય છે વેપારીઓમાં તથા બેંકરોમાં ઉપલાં ચિહ્ન સાથે વિકાસ પામેલું ગુરૂનું સ્થાન હોય છે. સંખ્યાના કામમાં એટલે પૈસા, આંકડા વિગેરે ગણવાના કામમાં યોજાયેલા પુરૂષોના હાથમાં ઉપલાં ચિહ્નો સાથે બુધનું સ્થાન વધારે વિકાસ પામેલું હોય છે.

યાદ શક્તિઃ—ઉંડી બુદ્ધિરેખા. બુદ્ધિરેખા ઉંડી હોય છે તો માનસિક શક્તિઓ સારી હોય છે અને તેની સાથે યાદ શક્તિ પણ સારી હોય છે માનસિક શક્તિઓ માટે બુદ્ધિરેખા પહોળી અને છાછરી ન હોતાં ઉંડી અને પાતળી હોવી જોઇએ.

સંગીત શક્તિઃ—અંગુઠાના ત્રીજા વિભાગના બન્ને ખૂણા-ઉપલો એટલે બીજા વિભાગ અને ત્રીજા વિભાગને જોડનારો ખૂણો અને નીચલો એટલે ત્રીજા વિભાગના અંતમાં આવેલો ખૂણો-સ્પષ્ટ હોવા જોઇએ આ સાથે સૂર્યની આંગળીનો ત્રીજો વિભાગ પ્રમાણમાં વધારે લાંબો હોવો જોઇએ અને સૂર્યનું સ્થાન પણ વિકાસ પામેલું

હોવું જોઈએ. આટલાં ચિહ્નો સંગીતપ્રિયતા અને સંગીત શકિત આપે છે. આ સાથે હથેળીમાં ગ્રહોનાં સ્થાન વિકાસ પામેલાં હોય તો તે પ્રમાણે સંગીતના પ્રકારમાં ફેર પડે છે દ્રષ્ટાંત તરીકે ગુરૂનું સ્થાન વધારે ઉપસેલું હોય તો મનુષ્ય ધાર્મિક ભાવવાળાં ગાન તરફ વળે છે, શુક્રનુ સ્થાન વિકાસ પામેલું હોય તો ટુંકાં હૃદયને તન્મનાટ કરાવનારાં ગાન તરફ મનુષ્યનું મન વળે છે. શનિનું સ્થાન વિકાસ પામેલું હોય તો મનુષ્યનું મન ગંભીર શોકની છાયાવાળાં ગાન તરફ વળે છે.

ભાષા અને વકતૃત્વઃ—મંગળ, શુક્ર અને ચંદ્રનાં સ્થાન વિકાસ પામેલાં હોઇ બુદ્ધિરેષા લાંબી હોય છે. આ સાથે બુધની આંગળી સામાન્ય માપ કરતાં વધારે લાંબી હોય છે.

તુલના શક્તિઃ—સૂર્ય અને બુધનાં સ્થાન વિકાસ પામેલાં હોય છે અને બુધનું સ્થાન સૂર્યના સ્થાન તરફ ઢળતું હોય છે. આ સાથે ચંદ્રના સ્થાન તરફ ઢળતી બુદ્ધિરેષા પણ જોવામાં આવે છે.

સંશોધન શક્તિઃ—ટુંકા નખવાળી, ચપટી ટોચવાળી આંગળીઓ હોય છે. ચંદ્રનું સ્થાન વિકાસ પામેલું હોય છે બુદ્ધિરેષા ચંદ્ર તરફ ઢળતી અંતમાં બે ફાંટાવાળી હોય છે.

દીર્ઘ દ્રષ્ટિઃ—લાંબી બુદ્ધિરેષા.

એકાગ્રતાઃ—ઉંડી બુદ્ધિરેષા.

સૌંદર્ય પ્રેમ—વિચાર-સૌંદર્ય પ્રેમ: સૂર્યનું ઉપસેલું સ્થાન.
સૃષ્ટિ સૌંદર્ય પ્રેમ: ચંદ્રનું ઉપસેલું સ્થાન.
દેહ—સૌંદર્ય પ્રેમ: શુક્રનું ઉપસેલું સ્થાન.

આત્મ-શ્રદ્ધાઃ—લાંબો દૃઢ અંગુઠો. આ સાથે ગુરૂનું સ્થાન મધ્યમાં ઉપસેલું હોય છે અને બુદ્ધિરેષા જીવનરેષાથી

વિયુકત અથવા સ્હેજ સંયુકત હોઇ પછીથી જીવન-રેષથી અલગ હથેળીમાં વહે છે.

ગાંડપણ:—કુદરતી ગાંડપણ ( જન્મ પ્રાપ્ત ) બુદ્ધિરેષા નાના નાના યવોની બનેલી હોય છે.

પછીથી પ્રાપ્ત થતું ગાંડપણ – બુદ્ધિરેષા ચંદ્ર તરફ ઢળતી ઢળતી છેક મણિબંધ સુધી જાય છે.

માનસિક નબળાઇ:—બુદ્ધિરેષા છીછરી હોઇ નાની નાની રેષા-ઓથી છેદાતી હોય છે. . 31, 410

હઠીલાપણું:—અંગુઠો દૃઢ અને બુધના સ્થાન નીચેનું મંગળનું સ્થાન વિકાસ પામેલું અને સખત હોય છે.

ક્રોધ:—ગુરૂ નીચેનું મંગળનું સ્થાન વિકાસ પામેલું હોય છે. શુક્ર અને ચંદ્રનાં સ્થાન એક બીજામાં ભળી ગયાં હોય છે તો ક્રોધ કાબુમાં રહેતો નથી.

કાવ્ય શકિત:—સૂર્યની આંગળીનો બીજો વિભાગ પ્રમાણમાં વધારે લાંબો હોય છે. બુદ્ધિરેષા ચંદ્ર તરફ ઢળતી હોય છે. આ સાથે ગુરૂ, ચંદ્ર, સૂર્ય અને શુક્રનાં સ્થાન વિકાસ પામેલાં હોય છે.

ચિત્રકલા:—સૂર્યની આંગળીનો ત્રીજો વિભાગ પ્રમાણમાં વધારે લાંબો હોય છે. બુદ્ધિરેષા ચંદ્રના સ્થાન તરફ ઢળેલી હોય છે. આ સાથે સૂર્યનું સ્થાન વિકાસ પામેલું હોય છે.

ટીકા-કાર:—નખ ટુંકા હોય છે. આંગળી લાંબી અને ચોરસ ટોચવાળી હોય છે. બુદ્ધિરેષા સીધી તેમજ ચંદ્રના સ્થાન તરફ ઢળતી પણ હોય છે ખાસ કરીને બુધ અને શનિ અથવા બુધ અને સૂર્ય વધારે વિકાસ પામેલા હોય છે.

આ પ્રમાણે અનેકવિધ વૃત્તિઓ આલેખી શકાય છે પણ સ્થળ સંકોચના લીધે બધી વિગતો અત્ર આપી નથી. અભ્યા-સકે પોતે આવી વીગતો તારવી કહાડવાની છે.

---

